શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી ગ્રન્થમાલા નં. ૧૩

# ગહુંલી સંગ્રહ.



સંયોજક.
પરમપૂજ્ય શાન્તમૂર્ત્તિ શ્રીમાન્ હંસવિજયજી
મહારાજના પ્રશિષ્ય
મુનિશ્રી કર્પૂરવિજયજી.

પ્રકાશક.
શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી.
અમદાવાદ.

સુધારા વધારા સાથે આવૃત્તિ ત્રીજી. પ્રત ૧૦૦૦.

વીર સંવત ૨૪૪૭ આત્મ સં. ૨૫, વિક્રમ સંવત ૧૯૭૭

કિંમત ત્રણ આના.

# ગહુંલી સંગ્રહ.

સંયોજક.

પરમપૂજ્ય શાન્તમૂર્ત્તિ શ્રીમાન્ હંસવિજયજી
મહારાજના પ્રશિષ્ય
મુનિશ્રી કર્પૂરવિજયજી.

પ્રકાશક.
શ્રી હંસવિજયજી જૈનલાયબ્રેરીના સેક્રેટરી.
શાહ જેસીંગભાઇ છોટાલાલ–અમદાવાદ.

સુધારા વધારા સાથે આવૃતી ત્રીજી. પ્રત ૪૦૦૦.

અમદાવાદમાં–ઢાલગરવાડે શ્રી અંબિકા વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપી.

વિક્રમ સંવત ૧૯૭૭ વીર સંવત ૨૪૪૭

કિંમત ત્રણ આના.

# અર્પણ પત્રિકા.

સ્વર્ગવાસી ધર્માત્મા શેઠ રવચંદ જીવરાજ મુ. પાલણપુર

આપની જૈન ધર્મ ઉપર શ્રદ્ધા સારી હતી પાલણપુરમાં જૈન વિદ્યાલય બોર્ડીંગમાં રૂ. ૮૦૦૧) જેવી નાદર રકમ આપી હતી. તથા શ્રી નેમનાથ સ્વામીના દેરાસરમાં ચાંદીનો માંડવો કરાવ્યો હતો. સિદ્ધાચલ ગીરનાર પ્રમુખ તિર્થોની યાત્રા કરી તળેટીએ ભાતુ આપી. તેમજ ચૈત્ર આસો માસની આંબી-લની ઓળીઓ અઠાઇ મહોત્સવ પૂર્વક કરાવી હતી, સમોસ-રણની રચના, પૂજા પ્રભાવના, સ્વામીભાઇની ભક્તિ, જ્ઞાનોદ્ધાર, જીવદયા આદિ અનેક ધર્મ કૃત્યો તમોએ કરેલાં છે તેનું સ્મરણ કરતાં આ લઘુ પણ શ્રાવિકા સમુદાયને ઉપયોગી ગુરૂ ગુણ ગુમ્ફિત ગહુંલી સંગ્રહ નામનું પુસ્તક આપના પરલોકવાસી આત્માને અર્પણ કરવા પૂર્વક આ બાબતની પ્રેરણા કરનાર સ્વધર્મીબંધુ પ્રેમચંદ કેવલને ધન્યવાદ આપી વિરમીએ છીએ.

અમે છીએ.

શ્રી હંસવિજયજી જૈનલાયબ્રેરીના વ્યવસ્થાપકો.

# નિવેદન—પ્રસ્તાવના.



આ ઉપયોગી " ગહુંલી સંગ્રહ " નામની બુકના રચનાર મહારાજ શ્રી કર્પૂરવિજયજી છે. કે જેઓ સુપ્રસિદ્ધ વયોવૃદ્ધ શાન્ત મૂર્તિઃ **શ્રીમાન્ હંસવિજયજી** મહારાજશ્રીના પ્રશિષ્ય છે.

કવિત્વ શક્તિ એ કાંઇ સાધારણ વિષય નથી. ગુજરાતી ભાષા યા માતૃભાષામાં પણ લાલિત્યવાળાં સરલ અને સર્વ કોઇ સમજી શકે તેવાં પદો ગોઠવી અનુપ્રાસ સાથે મધુર શબ્દોથી ઉત્તમ આશય અસરકારક નીવડે તેવાં કાવ્યો રચી જનસમૂહ સમક્ષ મૂકવાં. એ સરસ્વતી દેવીની કૃપાથી થયેલ આત્મસ્ફુર્તિ સિવાયે બની શકતું નથી.

આ બુકના કર્ત્તા તેમાંથી કેટલે અંશે ફલીભૂત થયા છે તે વિચારવાનું કાર્ય સુજ્ઞ ગુણગ્રાહી સજ્જનોનું છે. આ બુકની એક આવૃતી ગત વર્ષમાં વડોદરાની શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરીના ત્રીજા પુષ્પ તરીકે મુદ્રિત થઇ હતી. ત્યાર પછી અનેક સજ્જનોની માગણીને લીધે ગુજરાતી અક્ષરોથી અપરિચિત મારવાડ, મેવાડ, માલવા મધ્ય પ્રાંત આદિનો જૈન વર્ગ એ પુસ્તકનો લાભ લઇ શકે વાસ્તે પંન્યાસજી શ્રી સંપતવિજયજી મહારાજની ખાસ પ્રેરણાથી અમદાવાદની શ્રી હંસવિજયજી જૈન લાયબ્રેરીએ શાસ્ત્રી લીપીમાં " તીર્થતપસ્તવનાવલી"ની અંદર ત્રણ હજાર જેવી મોટી સંખ્યામાં છપાવી હતી જેને છપાયે ટુંક મુદત થઇ છે તેટલામાં ગુજરાતી લીપીમાં ચાર હજાર ફરીથી પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો છે. એ ઉપરથી સહજ સમજી શકાય તેમ છે કે અલ્પ સમયમાં આ બુકને સારો આદર મળ્યો છે. ગુજરાતી તથા શાસ્ત્રી

લીપીમાં પ્રથમ છપાયેલ તમામ ગહુંલીઓ દાખલ કરવા ઉપરાંત બીજી પણ ઘણી ઉત્તમ બોધદાયક સુમારે ચાલીસ રસીક ગહુંલીઓનો ઉમેરો કરી બુકની ઉપયોગીતામાં વધારો કર્યો છે.

આ ગહુંલીઓ પ્રાયે શ્રાવિકા બ્હેનો મહારાજશ્રીનું પ્રથમ વ્યાખ્યાન પુરૂં થયા પછી ગાય છે. તેની સુગમતા અને સરલતા સારૂ જુદી જુદી જાતના પ્રચલિત રાગોમાં રહેલા શબ્દોથી આ બુક બનાવવા તેના કર્ત્તાએ ખાસ ખ્યાલ રાખ્યો છે. ચાલુ સમયમાં ઉપયોગી આ ગહુંલી સંગ્રહ રચનાર મહારાજશ્રી કર્પૂરવિજયજીએ પોતાની નાની વયમાં કરેલી માતૃભાષાની સેવા અવશ્ય પ્રશંસનીય છે.

તેઓ ભવિષ્યમાં એથી પણ વિશેષ શ્રેષ્ઠ કાવ્યો બનાવી માતૃભાષાના પરિપોષક થઇ અનેક ભવ્યજનોના ઉપકારક બની મધ્યસ્થ સજ્જનોની સત્કીર્ત્તિના પાત્ર બનવા ભાગ્યશાળી નિવડો, અને જૈનશાસનની શોભામાં વૃદ્ધિ કરો એવું ઇચ્છી વિરમીશું:—આ પુસ્તક છપાવવામાં દસાડા નિવાસી દાનવીર શેઠ જીવનરાજ સુંદરજીએ તથા સાધ્વીજી જમનાશ્રીની શિષ્યાજયશ્રીએ વરસી તપ કર્યો તેની ખુશાલીમાં ગામ બટેરાના સંઘે આર્થિક મદદ કરી છે તેથી છપાવનાર સંસ્થા ઉપરોક્ત સદ્‌ગૃહસ્થનો આભાર માને છે.

લી.,

પંડીત લાલચંદ્ર ભગવાન.

યશોવિજય જૈન ગ્રંથમાળા—ભાવનગર.

# અનુક્રમણિકા.

॥ સમાપ્ત ॥

| બુકો. | ગ્રાહક. | |
|---|---|---|
| ૧૦૦ | શા. ચુનિલાલ ગોકલદાસ | અમદાવાદ. |
| ૧૦૦ | શ્રીમતી સીતાબાઈ વાવવાળાં | „ |
| ૧૦૦ | શા. કરમચંદ વીરચંદ | કપડવંજ |
| ૧૦૦ | શા. ભૂખણદાસ ભગવાનદાસ | ભરૂચ |
| ૫૦ | શા. નેમચંદ કુંવરજી | આદરણા |



પ્રેસના દોષથી રહી ગયેલ અશુદ્ધિઓ તેનું શુદ્ધિ પત્રક
વાંચકવર્ગે શુદ્ધિ પત્રની અનુસાર શુદ્ધ કરીને વાંચવું.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૩ | ધરે | ધરે |
| ૩ | ૮ | રથવીરાવલો | સ્થવીરાવલી |
| ૩ | ૧૧ | ચરૂ | ચારૂ |
| ૫ | ૫ | દેખ્યા | દેખ્યાં |
| ૫ | ૨૦ | ભુપતિ | ભૂપતિ |
| ૭ | ૧૭ | વગડવે | વગડાવે |
| ૮ | ૨ | વણુ | વાણુ |
| ૧૧ | ૧૨ | હજર | હજાર |
| ૧૨ | ૧૦ | કપઠાસૂર | કમઠાસુર |
| ૧૨ | ૧૧ | ચોંથે | ચોથે |
| ૧૪ | ૩ | રથવીરાવલી | સ્થવીરાવલી |
| ૧૪ | ૧૯ | નિયુક્તિકારક | નિર્યુક્તિકારક |
| ૧૫ | ૨ | કરિ | કરી |
| ૧૫ | ૧૬ | નહી | નહી |
| ૧૬ | ૧૮ | ધરિએરે | ધરીએરે |
| ૧૭ | ૨ | કમ | કર્મ |
| ૧૭ | ૧૭ | સર્વ | સર્વે |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુંદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૭ | ૧૯ | કરી | કરી |
| ૧૯ | ૭ | ચેથે | ચોથે |
| ૧૯ | ૧૧ | શ્રત | શ્રુત |
| ૧૯ | ૧૬ | પન | પાન |
| ૧૯ | ૧૬ | વાયકવ। | વાચકવરા |
| ૧૯ | ૧૭ | સ-ો | સમે |
| ૧૯ | ૧૮ | વચન સુંત્રા'સે | વચન સુધારસે |
| ૨૦ | ૧૭ | તણુખ્લા | તણુખલા |
| ૨૧ | ૧૬ | શ્રવક | શ્રાવક |
| ૨૨ | ૧ | શશ્વતી | શ્રાશ્વતી |
| ૨૨ | ૧૦ | દિદ્ધિરે | સિદ્ધિરે |
| ૨૩ | ૨ | સજ્જને | સજ્જનો |
| ૨૪ | ૪ | સુગુણા | સુગુણી |
| ૨૫ | ૧૦ | અહો, ॥ ॥ | અહો, ॥ ૫ ॥ |
| ૨૫ | ૧૬ | મસે | માસે |
| ૨૭ | ૨ | સંપતિ | સંપ્રતિ |
| ૨૭ | ૧૧ | ભા૦ | ભાવ |
| ૨૭ | ૧૪ | દ્ર૦ય | દ્રવ્ય |
| ૨૮ | ૧૭ | વિખવદ | વિખવાદ |
| ૨૯ | ૧ | આવની | ગાવાની |
| ૨૯ | ૧૦ | કરૂણુ | કરૂણા |
| ૨૯ | ૧૦ | િતકાર | હિતકાર |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૯ | ૧૧ | માહે | માંહે |
| ૨૯ | ૧૨ | વત | વાત |
| ૨૯ | ૧૩ | ઘૂવડો | ઘૂવડો |
| ૨૯ | ૧૬ | સધુ | સાધુ |
| ૨૯ | ૧૬ | ઢેંગી | ઢોંગી |
| ૨૯ | ૧૬ | ઘેઘેર | ઘેરઘેર |
| ૨૯ | ૧૬ | શસનના | શાસનના |
| ૨૯ | ૧૭ | ફંસી | ફાંસી |
| ૨૯ | ૧૮ | હંસી | હાંસી |
| ૨૯ | ૧૯ | રાવ | રાય |
| ૨૯ | ૨૧ | વ્હાલા | વ્હાલા |
| ૩૦ | ૩ | થાવ | થાવે |
| ૩૦ | ૧૨ | આંકણુ | અંકણી |
| ૩૦ | ૧૩ | જ્ઞન | જ્ઞાન |
| ૩૦ | ૧૪ | અકાવન | એકાવન |
| ૩૦ | ૧૬ | પ્રભવે | પ્રભાવે |
| ૩૦ | ૧૬ | નસ | નાસ |
| ૩૦ | ૧૬ | સુગરૂ ॥ ॥ | સુગુરૂ ॥ ૨ ॥ |
| ૩૦ | ૧૮ | સુગુગા ॥ | સુગુરૂ ॥ ૩ ॥ |
| ૩૦ | ૧૯ | પાંચ્ર | પાંચ |
| ૩૦ | ૨૦ | સુગુર ॥ ॥ | સુગુરૂ ॥ ૪ ॥ |
| ૩૧ | ૧૦ | કથાગેલોલ | કથારેલોલ |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૩૧ | ૧૮ | કશુંરેલોલ | કમાંરેલોલ |
| ૩૧ | ૨૦ | ઇ, સરિખા | ઇંદ્ર સરિખા |
| ૩૧ | ૨૧ | ચોબ્હિાર | ચોવિહાર |
| ૩૧ | ૨૧ | કરિ | કરી |
| ૩૨ | ૨૧ | પ્રદાક્ષણા | પ્રદક્ષિણા |
| ૩૪ | ૧૦ | સ્વધામ | સ્વધામ |
| ૩૬ | ૧૬ | જુએ | જુવે |
| ૩૬ | ૧૭ | રાગ | રાગ |
| ૩૭ | ૬ | ર વછંદતાને | સ્વછંદતાતે |
| ૩૭ | ૬૫ | ર થુળ | સ્થુળ |
| ૩૮ | ૫ | ધરતા | ધરતી |
| ૩૯ | ૬ | જગમા | જમલાં |
| ૩૯ | ૧૦ | કાડ | કોડ |
| ૪૧ | ૪ | ભવના | ભવનાં |
| ૪૨ | ૨૨ | ફુરકાવે | ફરકાવે |
| ૪૫ | ૨૦ | હિત કાર | હિતકાર |
| ૫૧ | ૧૨ | સાડનું | સાઠનુ |
| ૫૩ | ૬ | સ્વયંભવ | સ્વયંભવ |
| ૫૩ | ૨૦ | સ્થુલિભદ્ર | સ્થુલિભદ્ર |
| ૫૩ | ૨૩ | ચદ | ચંદ |
| ૫૪ | ૭ | ॥૩॥ | ॥૪॥ |
| ૫૪ | ૧૬ | ર થુલિભદ્રે | સ્થુલભદ્રે |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૫ | ૧ | દેવાદ્ધગણિ | દેવર્દ્ધિગણિ |
| ૫૬ | ૭ | ધૂકુદિવાકર | ધૂર્કદિવાકર |
| ૫૬ | ૧૪ | મોઝારીરે | મઝારીરે |
| ૫૬ | ૧૯ | કરતાં | કરતા |
| ૫૭ | ૯ | નરનારા | નરનારી |
| ૫૭ | ૧૪ | પીસ્તાલીસે | પીસ્તાલીસેં |
| ૫૮ | ૨ | સ્વીકાર | સ્વીકાર |
| ૫૯ | ૧૩ | સાલસેં | સોલસેં |

૫૯ ૨૨ મીલીટીમાં દેખ્યાનિરિચ્છાને બદલે "દેખ્યાનિરિચ્છાવાન જગ" જાણવું.

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ૨૦ | દશ ગ્રથોને | દશ ગ્રંથોને |
| ૬૧ | ૯ | માર્ગતરથી | માર્ગાતરથી |
| ૬૧ | ૧૨ | તાહીરેલોલ | તાંહીરેલોલ |
| ૬૨ | ૨૦ | સજની મોરાહંવ | સજની મોરીહંસ |
| ૬૫ | ૩ | પશ્વિાર | પરિવાર |
| ૬૬ | ૨૧ | રૃણી | સુણી |
| ૬૮ | ૧૪ | તરસ | તસ્સ |
| ૬૯ | ૪ | ામતભાષી | મિતભાષી |
| ૭૧ | ૧૭ | ગાત | ગતિ |
| ૭૪ | ૪ | ટીવાસા | દીવાસા |
| ૭૫ | ૬ | સુરિ | સૂરિ |
| ૭૭ | ૧૭ | સખા | સખી |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૯ | ૧૪ | રવતિક | સ્વતિક |
| ૮૦ | ૧૦ | લીપો | લીધો |
| ૮૦ | ૧૯ | પદ્મમા | પદ્મમાં |
| ૮૧ | ૧૮ | કર્પુર | કર્પૂર. |
| ૮૨ | ૧૨ | ક્રરી | કરી |
| ૮૨ | ૧૬ | મૂત્ત | મુર્ત્તિ |
| ૮૩ | ૨૧ | મીઠડરે | મીઠડારે |
| ૮૭ | ૨ | મનોહ્રર | મનોહર |
| ૮૭ | ૧૨ | રવારીમાં | સ્વારીમાં |
| ૮૮ | ૧૨ | રવામી | સ્વામી |
| ૯૦ | ૩ | ક્રીત્તિ | કીર્ત્તિ |
| ૯૧ | ૪ | તર્યાં | તર્યા |
| ૯૧ | ૬ | સહુને | સહન |
| ૯૨ | ૪ | કરતા | કરતાં |
| ૯૨ | ૧૬ | વાધારે | વાંધારે |
| ૯૪ | ૨૦ | અષ્ટામી | અષ્ટમી |
| ૯૩ | ૧૧ | પનરાંજી | પાતરાંજી |
| ૯૬ | ૩ | મનનાં | મનના |

+ સમાપ્ત. +

श्रीमद् हंसविजय परमगुरुभ्योनमः

## ગહુંલી સંગ્રહ.

# ॥૧॥ શ્રી પર્યુષણ પર્વની ગહુંલી.

---

ગુણવંતા ગિરૂવા વાણી મીઠીરે મહાવીર તણી—એ દેશી.

જીરે પર્વ પર્યુષણ આવીયાં; જીરે સર્વ પર્વોમાં શીરદારરે, ગુણવંતા ભવિકા ધર્મ કરોરે બહુ પ્રીતથી—એ આંકણી. જીરે પૂર્વ પૂન્યોદયથી મળે, જીરે ઉત્તમ પર્વાધિરાજરે; ગુ. ॥ જીરે વ્રત પચ્ચખાણ કરો હોંશથી, જીરે કરો વળી ધર્મનાં કાજરે । ગુ. ભવિકા, ॥૧॥ જીરે સુરવર ઇંદ્ર સહુ મળી, જીરે દ્વીપ નંદીશ્વર જાયરે, ગુ. ॥ જીરે અઠ્ઠાઈ મહોત્સવ તીહાં કરે, જીરે દેખો જિવાભિગમ માંયરે. ॥ ગુ. ભવિકા. ॥૨॥ જીરે બહુ ગામ નગર બંદરમાં, જીરે નિજ નિજ શક્તિ અનુસારરે; ગુ. ॥ જીરે દાન શીલ તપ ભાવના, જીરે કરતાં બહુ નરનારરે । ગુ. ભવિકા. ॥ ૩ ॥ જીરે પૂજા પ્રભાવના બહુ પરે. જીરે ચૈત્યમાં આંગીયો રચાયરે; ગુ. । જીરે કરીએ ત્રિકાલ પ્રભુ. પૂજન, જીરે જેથી ભવોભવ દુઃખ જાયરે । ગુ; ભવિકા ॥ ૪ ॥ જીરે સદ્‌ગુરૂ ચૌમાસુ

રહ્યા, જીરે પૂર્વ પૂન્યોદય ધારરે; ગુ. । જીરે કરે લોચ-ગુરૂરાજજી, જીરે કરે વખાણ ઉદારરે । ગુ. ભવિકા. ॥૫॥ જીરે કલ્પસૂત્રને નિજ ઘરે, જીરે પધરાવીએ ધરી પ્યારરે; ગુ.। જીરે લાવીએ આડંબર કરી, જીરે ગુરુ પાસે સુત્ર શ્રીકારરે । ગુ. ભવિકા. ॥૬॥ જીરે કરીએ અર્જ ગુરૂરાજને, જીરે સુણાવો કરુણાનિધાનરે; ગુ. । જીરે નવ વ્યાખ્યાન સુણીએ ભલાં, જીરેફલકલ્પતરૂનાસમાનરે. ॥ ગુ. ભવિકા ॥ ૭ ॥ જીરેવીરચરિત્રતસબીજછે, જીરે પાર્શ્વચરિત્ર અંકુરરે; ગુ. । જીરે નેમિચરિત્ર ખંધ તેહ તણો, જીરે ઋષભચરિત્રશાખાપુરરે । ગુ. ભવિકા. ॥ ૮ ॥ જીરે પુષ્પ સમાન થીરાવલી, જીરેસુગંધસમાચારી ધારરે; ॥ ગુ. ॥ જીરે મુનિ ભમરા રસ તસ પીએ, જીરે ફલ તસ મોક્ષ ઉદારરે । ગુ. ભવિકા ॥ ૯ ॥ જીરે અઠ્ઠમતપ ને સંવચ્છરી, જીરે પડિક્કમણું કરોસારરે; ગુ, । જીરે ખમાવી સર્વ જીવને કરો, જીરે ચૈત્ય પરિપાટી ઉદારરે । ગુ. ભવિકા. ॥ ૧૦ ॥ જીરેગજસિંહપરેઆરાધતાં, જીરે બનીએ સકળ ગુણવંતરે; ગુ. । જીરે હંસવિજય કવિરાયનો; જીરે કહે કર્પૂર સુણો સંતરે. । ગુ. ભવિકા. ॥૧૧॥

---

## ॥૨॥ શ્રી કલ્પસુત્રની ગહુંલી.

શ્રાવક વ્રત સુરતરૂ ફલીયો—એ દેશી.

શ્રી કલ્પસૂત્ર કલ્પતરૂ ફલીયો, એકવીસ વાર જેને સાંભળીયો. શ્રી—આંકણી ॥ શ્રી વીર ચરિત્ર તસ બીજ ગણો, પાર્શ્વ ચરિત્ર અંકુર ભણો, નેમિ ચરિત્ર ખંધ તેહ તણો ॥ શ્રી. ॥૧॥ ઋષભચરિત્રશાખાસારી, વાત તેની તો અતિન્યારી; અવલંબેસહુનરનેનારી॥ શ્રી. ॥૨॥ પુષ્પ પ્રકરસમ સમભાવે, સ્થવીરાવલી શ્રીગુરુ સંભળાવે; પાપપડલતેહથીજાયે ॥ શ્રી. ૩॥ સામાચારી સુગંધ લીયે, મુનિ ભમરાઓ રસ તાસ પીએ; આળ ગાળ કોઇને ન દીયે। શ્રી. ૪॥ તે મોક્ષફળ આપે ચરૂ, જે હંસને લાગે અતિ પ્યારૂં; આદિ જિન મંડળ કહે સારૂં ॥ શ્રી. ૫ ॥



### "પર્યુંષણ પર્વના દીવસોમાં આઠ વ્યાખ્યાનની ગાવા લાયક આઠ ગહુંલીઓ."

## ॥૩॥ પહેલા વ્યાખ્યાનની ગહુંલી.

ભવિ તુમે અષ્ટમી તીથી સેવોરે—એ દેશી.

સ્વામી સુણો પર્વ પજુસણ આવ્યાં રે, સકળ સંઘના મનને ભાવ્યાં-સ્વામી—રે આંકણી ॥ કલ્પસૂત્ર નિજ ઘેર લાવીરે,

મોતી માણેક ફુલડે વધાવીરે, જ્ઞાન ભક્તિ મુક્તિ પુર ચાવી ॥ સખી. ॥૧॥ પ્રભાતે સાડંબરે આવોરે, કલ્પસૂત્ર ગુરૂને વોરાવોરે, જ્ઞાન પૂજાથી તિમિર મિટાવો ॥ સખી. ॥ ૨ ॥ મન વચ કાયા સ્થિર કરીનેરે, સુણો સૂત્રને હોંશ ધરીનેરે, શીવ સુખ પામો પાપ હરીને. ॥ સખી. ॥ ૩ ॥ તીર્થમાંહે શત્રુંજય જાણોરે, દેવમાંહે ત્રિભુવન રાણોરે, તેમ શાસ્ત્રમાં કલ્પ વખાણો ॥ સખી. ॥ ૪ ॥ દશ કલ્પ મુનિના સારરે, અઠ્ઠમ તપથી નિરધારરે, નાગકેતુ પામ્યા ભવપાર ॥ સખી, ॥ ૫ ॥ પ્રભુમહાણુકુંડમાંસુખેરે, ચવિ આવ્યાદેવાનંદાકુખેરે, નરકે કોઈ તે વારે દુઃખે ॥સખી. ॥ ૬ ॥ ચૌદ સ્વપ્ન જુવે તવ માતરે, તેનું ફળ કહે તવ તાતરે, સાંભળતાં હોયસુખશાત, ॥ સખી. ॥ ૭ ॥ ગુરૂ હંસવિજયકવિરાયરે, કહે કર્પૂર તાસ પસાયરે, પહેલાવ્યાખ્યાનનોસારગાય. ॥ સખી. ॥ ૮ ॥

---

## ॥૪॥ બીજા વ્યાખ્યાનની ગહુંલી.

સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો—એ દેશી.

સુણો સાહેલી ઈંદ્ર વિચાર કરે છે મનમાં ભાવે, જિન હરિચક્રી વાસુદેવ બલદેવ નિચ કુલ નાવે—આંકણી ॥ આવે તો જન્મ પામે નાંહિ, એવાતખરીસૂત્રમાંહિ, દેખી વિચિત્રતા તે આંહિ ॥ સુણો, ॥ ૧ ॥ આશ્ચર્ય દશ

અનંતકાલે, ઉપજે તેનેકોઈનવીખાલે, વિપ્ર કુલ આવ્યા તેઅનુસારે. ॥ સુણો. ॥ ૨ ॥ હરિ હરિણગમેષી બોલાવે, કરી હુકમ પ્રભુને પધરાવે, ત્રિશલા કુખે ભક્તિ ભાવે ॥ સુણો. ॥ ૩ ॥ ત્રિશલાએ ચૌદ સુપન સારાં. હંસ સમાન દેખ્યા અતિ પ્યારાં, મનવંછિત ફળને કરનારાં. ॥ સુણો. ॥ ૪ ॥ એમ બે વ્યાખ્યાન પુરાં થાવે; સુણતાં આતમસંપદાપાવે, હંસવિજય પ્રશિષ્યકપૂંરગાવે.॥સુણો.॥૫॥

## ॥ ૫ ॥ ત્રીજા વ્યાખ્યાનની ગહુંલી.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે એ વ્રત—એ દેશી.

સુપન દેખી રાણી જાગે હો સુગુણી, સુપન દેખી રાણી જાગે, ત્રિશલા ક્ષત્રીયાણી શ્યાણી હો સુગુણી, સુપન દેખી રાણી જાગે. ॥ હો સુગુણી—એ આંકણી. ॥ વિનયવંતી ગુણવંતી સતી છે, રૂપ તણો નહિ પાર, હળવે હળવે પિયુ પાસે આવી, જગાવે કરી બહુ પ્યાર. હો સુગુણી.॥૧॥ કરજોડીને સુપન સુણાવે, વચન કોમળથી ઉદાર, કહે રાજા સુણ પ્રાણ પિયારી, થશે રાજકુમાર, ॥ હો સુગુણી ॥ ॥ ૨ ॥ સુપન પાઠક આવ્યા પરભાતે, રાજ મહેલ મોઝાર, રાય કહેસુપનફલદાખો, શાસ્ત્રતણેઅનુસાર. ॥ ॥ હો સુગુણી; ॥ ૩ ॥ સુપન પાઠક કહે ભુપતિ સુણજો, જિનવર ચક્રીની માતા; ચૌદ સુપન દેખે છે સુંદર, થાય

એહથી સુખશાતા. ॥ હો સુગુણી, ॥૪॥ એહથી ત્રિશલા રાણીનો પુત્ર, થાશે જિનવર દેવ, સત્ય વાત એ કહી છે રાજન કરશે સુરનર સેવ; ॥ હો સુગુણી. ॥ ૫ ॥ ચૌદ સુપનનો સાર સુણીને, ખુશી થાય બહુ રાય, વિવિધ પ્રકારે દાન દઇને, કરે પાઠકને વિદાય. । હો સુગુણી. ॥ ॥ ૬ ॥ રાય કહે સુણજો પટરાણી, સુપન ફલ બહુ સારૂં, જયવંતો થશે પુત્ર તમારો, કુળઅજવાળશેમારૂં. । હો સુગુણી. ॥ ૭ ॥ રાત દિવસ અનુકુળપણાથી, ગર્ભનું સેવન કરતી, દેવગુરૂનુંસ્મરણકરીને, પતિઆણા અનુસરતી. । હો સુગુણી. ॥૮॥ દ્રવ્ય ભાવથી મંગલકારક ત્રીજા વ્યાખ્યાનનો સાર, હંસવિજય કવિરાયનો કપૂર, કહે સુણજ્યો નરનાર. । હો સુગુણી. ॥ ૯ ॥

---

## ॥ ૬ ॥ ચોથા વ્યાખ્યાનની ગહુંલી.

સજની મોરી પાસ જીનેશ્વર પૂજોરે—એ દેશી.

સજની મોરી ધન્ય ધન્ય ત્રિશલારાણીરે, સજની મોરી આવ્યા કુખમાં ત્રણ જ્ઞાનીરે. ॥ એ આંકણી ॥
સજની મોરી ઇંદ્ર હુકમ ફરમાવેરે, સજની મોરી તિર્યંગ્ જૃભંગદેવ આવેરે; સજની મોરી હીરા માણેક બહુ લાવેરે, સજની મોરી રત્ન સોનૈયા વરસાવેરે. । સજની. ॥ ૧ ॥
સજની મોરી રાય સિદ્ધારથ ઘેરરે, સજની મોરી કરે

દેવલીલા લેરરે, સજની મોરી આદરમાન બહુ હોયરે, સજની મોરી આણાન લોપે કોયરે. । સજની. ॥ ૨ ॥ સજની મોરી વધતી ઋદ્ધિને જાણીરે, સજની મોરી ચિંતવે રાયને રાણીરે; સજની મોરી નામ વર્દ્ધમાન ધરી હેતરે, સજની મોરી દઇ શું કર્યો સંકેતરે. ॥ સજની. ॥ ૩ ॥ સજની મોરી માતઉપર ધરીભક્તિરે, સજની મોરી નિશ્ચળ રહ્યા નિજ શક્તિરે; સજની મોરી માતાજી ચિંતવે મનમાંરે, સજની મોરી ગર્ભ નહિ મુજ તનમાંરે. ॥ સજની. ॥ ૪ ॥ સજની મોરી કરે વિલાપ રાણી રાયરે, સજની મોરી રાજકુળ દુઃખ પાયરે; સજની મોરી હાહાકાર વરતાયોરે, સજની મોરી શોકનગરમાં ફેલાયોરે. । સજની. ॥ ૫ ॥ સજની મોરી જ્ઞાનથી પ્રભુએ દેખ્યુંરે, સજની મોરી અવળું થયું એમ પેખ્યુંરે; સજની મોરી હાલ્યા પ્રભુ તેણી વારેરે, સજની મોરી થયો આનંદ અપારેરે. । સજની. ॥ ૬ ॥ સજની મોરી ઉત્તમ દોહલા થાયરે, સજની મોરી રાણીના પુરે તે રાયરે; સજની મોરી દેવ-પૂજાદિ કરાવેરે, સજની મોરી અમર પડહ વગડાવેરે. । સજની ॥ ૭ ॥ સજની મોરી નવ માસ દિન સાડાસાતરે, સજની મોરી વસંત રુતુનો ચાલ્યો વાતરે; સજની મોરી ચૈતર શુદિ તેરસ આવેરે, સજની મોરી જન્મ પ્રભુજીનો થાવેરે. । સજની. ॥ ૮ ॥ સજની મોરી પવન અનુકુળ વાયરે; સજની મોરી સર્વ જીવને સુખ થાયરે, સજની

મોરી અધિક આનંદ વરતાયરે, સજની મોરી નરકે અજ- વાળું થાયરે. । સજની. ॥ ૯ ॥ સજની મોરી વિશ્વે થયો જયકારરે, સજની મોરી પુરાં વ્યાખ્યાન થયાંચારરે; સજની મોરી હંસવિજય કવિરાયરે, સજની મોરી તાસ કર્પૂર ગુણુ ગાયરે. । સજની. ॥ ૧૦ ॥



## ॥ ૭ ॥ પાંચમા વ્યાખ્યાનની ગહુંલી.

સોના રૂપાને સોગઠે સૈયાં ખેલત બાજી—એ દેશી.

જન્મ મહોત્સવ કારણે, આવો સર્વ સાહેલી, ગાઇએ પ્રભુ ગુણ ગાનને, આવો આવો વહેલી. । જન્મ—આંકણી. ॥ જીનવર જન્મે અનાદિનો, નિજ કલ્પ વિચારી; અષ્ટ સ્થાન થકી આવતી, છપન્ન કુમારી; સુતક કર્મ કરી પ્રભુ સહ, માતને નમતી, સફળ થયો દીન આજનો, માની જાય છે રમતી. । જન્મ. ॥ ૧ ॥ સુરપતિ આસન કંપતાં, દેખે અવધિ જ્ઞાને, જન્મ થયો વીર જીનનો, આવે પોતે તે સ્થાને; જનનીને નમી ઇંદ્ર તવ, શુભ વચન ઉચ્ચારે, ધન્ય રત્ન કુક્ષી ધારિકે, પહોંચી ભવ પારે. । જન્મ ॥ ૨ ॥ એમ કહી નીંદ્રા દઈ, બિંબ સ્થાપી પાસે, પાંચ રૂપે પ્રભુને લેઈ, ચાલ્યા ઇંદ્ર ઉલ્લાસે; અસંખ્ય દેવ સાથે મળી, સુરગિરિ યે લાવે, જીન અભિષેકને કારણે, સામગ્રી મંગાવે. । જન્મ. ॥ ૩ ॥ આઠ જાતિના કળશને, તે વેળા

રચાવે, અભિષેક વેળા આવતાં, ઇંદ્ર સંકિત થાવે; બાલથી આજલ ધુધવા, કેમ સહી શકાશે, અંગુઠે મેરૂ કંપાવતાં, ઇંદ્ર સંશય નાશે. । જન્મ. ॥ ૪ ॥ નિજ અપરાધ ખમાવીને, ઇંદ્ર સ્નાત્ર કરાવે, જીનવરના અભિષેકથી; નિજ કર્મ ખપાવે; માત પાસે પ્રભુને ઠવી, સ્વધામે સધાવે, સિદ્ધારથ રાજા હવે, ઓચ્છવ મંડાવે. । જન્મ. ॥ ૫ ॥ વર્દ્ધમાન નામ આપીને, મંગલ ગવરાવે, રૂપ અનુપમ જોઇને, ચિતડું ઉલ્લસાવે; વધતા ચંદ્રકળાપરે, વર્ષ આઠના થાવે, શ્રી વીર નામ કેમ થયું, તે સૂત્ર જણાવે. । જન્મ. ॥ ૬ ॥ દેવસભામાં શક્રેંદ્ર પ્રભુનું ધૈર્ય વખાણે, મિથ્યાદ્રષ્ટિ સુર ઇંદ્રની વાત સત્ય ન જાણે; ક્ષત્રિયકુંડમાં આવીને સર્પ રૂપ બનાવે. ઝાડે વિંટાયેલો જોઇને પ્રભુ પકડી ફગાવે. । જન્મ. ॥ ૭ ॥ બાલક રૂપ ધરી કરી ફરી રમવા આવે, વીરને ખંધે બેસાડીને સાત તાડનો થાવે; લેશમાત્ર પ્રભુ ન ડર્યા કર્યો મુષ્ઠિ પ્રહાર, નિજ રૂપને ધારણુ કરી દેવ ખામે અપાર. । જન્મ. ॥ ૮ ॥ તવ ઇંદ્રે નામ થાપીયું શ્રી વીર ઉદાર, માતપિતા નિજ પુત્રને ભણુાવાનો વિચાર; કરી લાવે લેખશાળામાં ઠાઠથી મનોહર, તાજુબી થઇ ઇંદ્ર આવીયા વિપ્ર રૂપે તેવાર. । જન્મ. ॥ ૯ ॥ શબ્દ શાસ્ત્રના સવાલ તિહાં કર્યા ઇંદ્રે ઉદાર, ઉત્તર બાલ પ્રભુ દીયે સઘળા તત્કાળ; પાઠક અચરીજ પામીયો સુણી બાળનુ જ્ઞાન, ઇંદ્ર વ્યાકરણુ તવ ઉપન્યું આવ્યું સર્વને ધ્યાન. ।

જન્મ. ॥ ૧૦ ॥ યશોદા સાથ યૌવન વયે પ્રભુને પરણાવે, માતપિતા સુખશાતથી દેવલોકે સધાવે; નંદિવર્ધનને સંયમની વાત જણાવી, આગ્રહ કરીને રાખીયા બે વર્ષ ગણાવી. । જન્મ. ॥ ૧૧ ॥ લોકાંતિક અવસર હવે સંયમનો જણાવે, દાન સંવત્સરી આપીને દીન દુઃખ હટાવે, તપ નંદિવર્ધન તદા પાલખીને કરાવે, તેમાં બીરાજી ઠાઠથી ઉદ્યાનમાં આવે. । જન્મ. ॥ ૧૨ ॥ આભૂષણ તજી લોચને પંચમુષ્ટિએ કરતા, માગશર વદી દશમી દીને પંચમહાવ્રત ધરતા; તે સમયે મનપર્યવ જ્ઞાન પ્રભુને થાવે, હંસવિજય મુનિરાયનો કર્પૂર ગુણ ગાવે. । જન્મ. ॥ ૧૩ ॥

## ॥ ૮ ॥ છઠ્ઠા વ્યાખ્યાનની ગહુંલી.

રાજતણારે અતિ લોભીયા, ભરત બાહુબલી ઝુઝેરે—એ દેશી.

સુણોરે સાહેલી વીરના, ઉપસર્ગ બહુ ભારેરે, સંક્ષેપ માત્રથી અહીં કહ્યા. કલ્પસૂત્ર આધારેરે. । સુણોરે—આંકણી. ।
અસ્થિ ગામમાં આવીને રહ્યા, કાઉસ્સગ ધ્યાનેરે, શુલપાણી યક્ષે કર્યા, ઉપસર્ગ ન છાનેરે. । સુ૦ ॥ ૧ ॥ કનક ખલે કાઉસગ્ગ રહ્યા, ચંડ કૌસીક બીલેરે, ડંક સ્થાને દુધ નિકળ્યું, સર્પ સમ રસ ઝીલેરે. । સુ૦ ॥ ૨ ॥ મંખલી પુત્ર ગોસાલડો, થયો સ્વામીની સાથેરે, તસ સંગે બહુ દુઃખ થયું, સહ્યું સમતા સંગાથેરે. । સુ૦ ॥ ૩ ॥ સંગમ

દેવતાના થયા, એક રાતમાં વીસરે, ઘોર ઉપસર્ગ થયા છતાં, પ્રભુ પાડે ન ચીસરે. । સુ૦ ॥ ૪ ॥ અભિગ્રહ લીધો આકરો, કોઈથી ન પુરાયરે, ભુખ તરસ માસ બહુ સહી, પણ મનડું ન મુરાયરે. । સુ૦ ॥ ૫ ॥ ચંદનબાલાએ અડદના, બાકુલાથી પુર્યોરે, અભિગ્રહ શ્રીમહાવીરનો, નિજ ભવ ભય ચુર્યોરે. । સુ૦ ॥ ૬ ॥ પૂર્વ વૈરી ગોવાલીયે, સલેકડીયોના ખીલારે, કાનમાં નાંખ્યા વીરના, જુવો કર્મની લીલારે. । સુ૦ ॥ ૭ ॥ ખરક વૈદ્યે તે કાઢીયા, વેદના થઈ ભારીરે, બાર વર્ષ એમ તપ કરી, કેવળ લક્ષ્મી સ્વીકારીરે. । સુ૦ ॥ ૮ ॥ ચોત્રીશ અતિશય શોભતા, વાણી ગુણ પાંત્રીશરે, અગીયાર ગણધર થાપીયા, ચૌદ હજાર મુનીશરે. । સુ૦ ॥ ૯ ॥ છત્રીસ સહસતે સાધવી, ચંદન બાલાદિ સારીરે, લાખ ઓગણસાઠ સહસ છે, શ્રાવક વ્રતના ધારીરે. । સુ૦ ॥ ૧૦ ॥ ત્રણ લાખ અઢાર હજાર છે, શ્રાવિકા સુખકારીરે, સંક્ષેપથી પરિવાર એ, વીરનો મનોહારીરે. । સુ૦ ॥ ૧૧ ॥ દીવાળી દિન મુકતે ગયા, પાવાપુરી મોઝારરે, ગૌત્તમ કેવળ પામીયા, એકમ દિન સવારરે. । સુ૦ ॥ ૧૨ ॥ છઠ્ઠા વ્યાખ્યાનનો સાર એ, ગાયો ગુણ રાગેરે, હંસવિજય ગુરૂરાયની, કૃપા કર્પૂર માગેરે. । સુ૦ ॥ ૧૩ ॥

---

## ॥ ૯ ॥ સાતમા વ્યાખ્યાનની ગહુંલી.

ભવિ તુમે વંદોરે ગીતારથ ગચ્છરાયા—એ દેશી.

મહિયર સુણીએરે સાતમું વ્યાખ્યાન સારૂં, દીલમાં ધરીએરે તજીએ. કર્મ નઠારૂં—સહિયર—આંકણી. ॥ અશ્વસેન વામાદેવી નંદા, પુરૂષાદાનીય પાસ, પોષ વદિ દશમીએ જન્મ્યા, બનારસીમાં ખાસ. । સહિયર. ॥ ૧ ॥ અનુક્રમે યોવન વય પામીને, પરણ્યાપ્રભાવતીનારી; બળતા નાગને સ્વર્ગે પહોંચાડયો, કમઠનું માન ઉતારી. । સહિયર. ॥ ૨ ॥ પોષ વદિ એકાદશી દીવસે, લેતા સંયમ સ્વામી, કમઠાસુરના કડક ઉપસર્ગે, ડગ્યા નહિ શીવ ગામી, । સહિયર. ॥ ૩ ॥ કેવલી ચૈત્ર વદિ ચોથે થયા, ઘાતી કર્મ પરજાળી, શ્રાવણ શુદિ અષ્ટમીએ વરતા શીવ વધુ લટકાળી; । સહિયર. ॥ ૪ ॥ બાવીસમા નેમીનાથ કુંવરનો, હવે સુણો અધિકાર, શ્રાવણ શુદિ પંચમીએ જન્મ્યા, સૌરીપુર મઝાર. । સહિયર. ॥ ૫ ॥ સમુદ્ર વિજયરાય કુલ ગગનમાં, દીનમણિ સમ અવતાર, બાળ બ્રહ્મચારી થયા પ્રભુજી; શીવાદેવીના મલ્હાર. । સહિયર. ॥૬॥ અંબુજ દલસમ નેત્ર પ્રભુનાં, અષ્ટમી શસિસમ ભાલ, રંભા સમાન રૂપાળી રાજુલનો ત્યાગ કર્યો તતકાળ, । સહિયર. ॥ ૭ ॥ સંયમી શ્રાવણ સુદિ છઠે થયા, દેઈને વરસી દાન, ચોપન દિન છદમસ્થ રહીને, પામ્યા કેવળ

જ્ઞાન. સહિયર. ॥ ૮ ॥ નવ ભવના નેહથી પ્રભુ પાસે, રાજુલ સંજમ લેતી, અષ્ટ કર્મનો ક્ષય કરીને, શીવપુરમાં જઈ રહેતી. । સહિયર. ॥ ૯ ॥ અષાઢ શુદિ આઠમને દહાડે પ્રભુજી વરે નિરવાણુ, હવે શ્રી રૂષભ જિણંદનું સુંદર, સુણજો સર્વ વખાણુ. । સહિયર. ॥ ૧૦ ॥ નાભિરાય મરૂદેવી નંદન, વિનીતા નગરીના રાયા, ચોરાસી લાખ પૂર્વનું આયુષ્ય, ધનુષ્ય પાંચસે કાયા. । સહિયર. ॥૧૧॥ નીતિ વ્યવહાર બતાવી જગતને, પ્રથમ રાય કહાયા, બોંતેર કળા અઢાર લીપીથી, જગમાં જ્ઞાન ફેલાયા. । સહિયર. ॥ ૧૨ ॥ રાજ પાટ તજી દીક્ષા લઈને, થયા પ્રથમ મુનિરાયા, વર્ષી પારણે શ્રેયાંસે દીધો, સેલડી રસ સુખદાયા. । સહિયર. ॥ ૧૩ ॥ કેવલી થઈને સમવસરણમાં, બીરાજ્યા જગ મનોહારી, હાથી ઉપરથી માતા જોઈને, મોક્ષે ગઈ સુખકારી, । સહિયર. ॥ ૧૪ ॥ સંઘ ચતુર્વિધ સ્થાપન કરીને, તિર્થંકર પદ ધારી, સો પુત્રોને તારી મહા વદિ, તેરસે વર્યા શીવનારી. । સહિયર, ॥ ૧૫ ॥ પ્રૌઢ પ્રતાપી ને પુન્યશાળી, હંસવિજય ગુરૂરાયા, પ્રશિષ્ય કપૂર વ્યાખ્યાન ગાવે, સાતમું તાસપસાયા. । સહિયર. ॥૧૬॥

## ॥૧૦॥ આઠમા વ્યાખ્યાન (સ્થવીરાવલી) ની ગહુંલી.

મારવાડી—પનિહારીની દેશી.

સાંભળીએ સ્થવીરાવળી મારા વાલાજી; વ્યાખ્યાન આઠમું સાર વાલાજી; અગીઆર ગણધર વીરના મારા વાલાજી, શ્રી ગૌતમ શીરદાર વાલાજી. સાં. ॥ ૧ ॥ અગ્નિભૂતિ વાયુભૂતિ છે મારા વાલાજી, ચોથા વ્યકત ઉદાર વાલાજી; સોહમ ગણધર પાંચમા મારા વાલાજી, છઠ્ઠા મંહિત ધાર વાલાજી. । સાં. ॥ ૨ ॥ મૌર્ય પુત્ર અકંપિત મારા વાલાજી, અચલ ભ્રાતા શ્રીકાર વાલાજી; મેતારજ પ્રભાસ છે મારા વાલાજી, ગણધર એમ અગીયાર વાલાજી. । સાં. ॥ ૩ ॥ પટધર વીર પ્રભુતણા મારા વાલાજી, શ્રી સોહમ સુખકાર વાલાજી, તસ પાટે જંબુ સ્વામીજી મારા વાલાજી, અંતિમ કેવલી સાર વાલાજી. સાં. ॥ ૪ ॥ દશ વસ્તુ વિચ્છેદ થઈ મારા વાલાજી, સૂત્રે તસ અધિકાર વાલાજી; તસ પાટે પ્રભવસૂરિ મારા વાલાજી, તાસ સ્વયંભવ ધાર વાલાજી, । સાં. ॥ ૫ ॥ દશવૈકાલિક તે રચે મારા વાલાજી, મનકના પિતા મનોહાર વાલાજી, યશોભદ્રસૂરિ તે પછી મારા વાલાજી, ભદ્રબાહુ અણગાર વાલાજી. । સાં. ॥ ૬ ॥ નિર્યુકિતકારક થયા મારા વાલાજી, વરાહ મિહિર માનહાર વાલાજી; સાતમે પાટે સ્થુલિભદ્ર મારા વાલાજી, શ્રુત કેવલી સુખકાર

વાલાજી. । સાં, ॥ ૭ ॥ કોશ્યાને પણ બુઝવી મારા વાલાજી. કરિ કંદર્પને હાર વાલાજી; આર્થસુહસ્તિ જાણીએ મારા વાલાજી, સંપ્રતિરાય તારનાર વાલાજી, । સાં. ॥ ૮ ॥ ઇત્યાદિક બહુ પટધરો મારા વાલાજી, વંદીયે ઉઠી સવાર વાલાજી, વિજયાનંદ સૂરીશના મારા વાલાજી, લક્ષ્મીવિજય હિતકાર વાલાજી, । સાં. ॥ ૯ ॥ તાસ શિષ્ય હંસવિજયજી મારા વાલાજી, પ્રવચનના પ્રતિપાળ વાલાજી; પ્રૌઢ પ્રતાપી જાણીએ મારા વાલાજી, કહે કપૂર તસ બાળ વાલાજી. । સાં. ॥ ૧૦ ॥



## ॥ ૧૧ ॥ સંવત્સરી પર્વની ગહુંલી.

અહો મુનિ સંયમમાં રમતા—એ દેશી.

સખી બારસાસાથે સારી, સુણીએ સાધુ સામાચારી. । સખી—આંકણી. ॥ સંવત્સરી પર્વને તોલે, આવે નહીં અન્ય ગુરૂ બોલે. । સખી. ॥ ૧ ॥ પશુગણમાં કેસરી મોટો, ભૂપમાં ભરતનો નહીં જોટો. । સખી. ॥ ૨ ॥ તીરથમાં શત્રુંજય ધાર, સૂત્રે કલ્પ મંત્રે નવકાર. । સખી. ॥ ૩ ॥ તેમ વાર્ષિક પર્વ ઉદાર, જાણી કરો ધર્મ નરનાર. । સખી. ॥ ૪ ॥ દેવદેવી નંદીશ્વર જાય, મહોચ્છવ કરી અતિ સુખ પાય. । સખી. ॥ ૫ ॥ વિરાધના જીવની તજીએ, અમર પળાવી પ્રભુ ભજીએ. । સખી. ॥ ૬ ॥ વૈર વિરોધ

તજી દઈએ, જ્ઞાન પુજી પાવન થઈએ. । સખી. ।। ૭ ।। પડિક્કમણું સંવચ્છરી કીજે, દાન દેઈ લાહો લીજે. । સખી. ।। ૮ ।। જે ખરાં ખામણાં ને કરશે, તે ઉદાયન પરે તરસે. । સખી. ।। ૯ ।। શુદ્ધ ભાવે ક્ષામણાં કરીએ ચંદના મૃગાવતી અનુસરીએ. । સખી. ।। ૧૦ ।। ચૈત્ય પરિપાટિ ગુરૂ સંગે, કરો સાડંબરે અતિ રંગે. । સખી. ।। ૧૧ ।। અઠ્ઠમ તપ કરીએ ભાવે, જેમ આરાધકપણું આવે. । સખી ।। ૧૨ ।। પ્રભાવના વચ્છલ કરીએ, આત્મ લક્ષ્મી સંપદા વરીએ. । સખી. ।। ૧૩ ।। હંસવિજય મહારાજ પસાય, કર્પૂર બાલ પરવ ગુણ ગાય. । સખી. ।। ૧૪ ।।

**શ્રી પર્યુષણ પર્વની કલ્પસૂત્રની તથા આઠ વ્યાખ્યાનની અને સંવત્સરી પર્વની ગહુંલીઓ સંપૂર્ણ.**



# શ્રી નવપદજીનાં ગિત.

## ।। ૧૨ ।। અરિહંત પદ ગિત.

સનેહી વીરજી જયકારીરે—એ દેશી.

સજ્જનો અરિહંત પદ સુખકારીરે, જેથી ઉતરીએ ભવપારી; સજ્જનો—આંકણી. ।। પહેલા પદને હૃદયમાં ધરિએરે, સર્વ દોષ રહિત અનુસરીએરે; વિધિ સહિત પૂજા કરી ઠરીએ, ।

સજ્જનો. ॥૧॥ ચોત્રીસ અતિશયથી યુક્તરે, પાંત્રીસ ગુણ યુક્ત છે સુકતરે; થયા કર્મ કલંકથી મુકત. । સજ્જનો ॥૨॥ રાજા શ્રીપાલને રાણી મયણારે, બાર ગુણ ગુતનાં ગણે ગયણાંરે; દેખી ભવિજનનાં ઠરે નયણાં. । સજ્જનો ॥૩॥ આંબેલ તપ સાથ આરાધીરે, દુરકરીનેસર્વઉપાધીરે, આતમ લક્ષ્મી સુસંપદા સાધી, ।સજ્જનો ॥૪॥ પ્રૌઢપ્રતાપીજન સુખ દાયારે, ગુરૂ હંસવિજયનમીપાયારે, કર્પૂરે પ્રથમપદ ગાયા. ॥ સજ્જનો. ॥ ૫ ॥

---

## ॥ ૧૩ ॥ શ્રી સિદ્ધ પદ ગિત.

ગોરમા ગણપત લાગું પાયકે—એ દેશી.

---

બેની બીજે સિદ્ધ મહારાજકે, પદે બીરાજતારે લોલ, બેની લોકાંતે રહ્યા સિદ્ધકે, ગુણ આઠછાજતારે લોલ. ॥ ૧ ॥ બેની વનવાસી નહિ ભીલકે, શહેર સુખ કહી શકેરે લોલ. બેની તેમ સિધ્ધનું સ્વરૂપ કે, જ્ઞાની નવદી શકેરે લોલ. ॥૨॥ બેની જ્યોતિમાં જ્યોતિ સમાનકે, સિદ્ધ સર્વે રહેરે લોલ, બેની અજર અમર અકલંકકે; સ્વરૂપને નિત્ય વહેરે લોલ. ॥૩॥ બેની અષ્ટકર્મ કરી નાશકે, પીડા પરીહરીરે લોલ, બેની પુરણ શુદ્ધ સ્વરૂપકે, પદ્દી ખરેખરીરે લોલ. ॥ ॥ ૪ ॥ બેનીએપદ સાધ્યું ભાવેકે, હસ્તિપાલ નૃપેરે લોલ,

એની વિધિ શું આરાધે જેહકે, તસ પાતીક ખપેરે લોલ. ॥
॥૫॥ એની શ્રી શ્રીપાલ મહારાજકે, આરાધક થયારે લોલ;
એની હંસવિજયજી પ્રશિષ્યકે, કર્પૂરે ગુણ ગ્રહ્યારે લોલ. ॥૬॥

## ॥ ૧૪ ॥ શ્રી આચાર્ય પદ ગિત.

ભવિ તુમે વંદોરે ગીતારથ ગચ્છ રાયા—એ દેશી.

સખી જન સેવોરે ત્રીજે પદે સૂરિરાયા, સર્વ પ્રકારનારે છે એ તો સુખદાયા, । સખી-આંકણી. ॥ છત્રીશ છત્રીસી ગુણધારી, યુગ પરધાન સુરીંદા, જિનમત પરમતના ગુરુ-જ્ઞાની. કાપે કર્મના કંદા, । સખી. ॥ ૧ ॥ યુગ પરધાન શ્રી વીર શાસનમાં, દોય હજાર ને ચાર, થાશે ધર્મધુરંધર સુંદર; ત્રેવીશ ઉદય મઝાર. । સખી. ॥ ૨ ॥ ત્રણ શલ્યને નિવારે સ્વામી, ચાર કષાય દીયે જાર, ચઉગતિનાં દુઃખને ચૂરીને, પાળે પંચાચાર. । સખી. ॥ ૩ ॥ પંચમહાવ્રત પાળે પોતે, ષટ જીવના પ્રતિપાળ, સાત ભયથી કદાપિ ન ડરતા, પ્રવચનના રખવાળ. । સખી. ॥ ૪ ॥ આઠ મદને દુર કરીને, નવ વીધિ બ્રહ્મચર્ય ધારે, યતિ ધર્મ દશવિધ ઉપદેશે, ચઉ અનુયોગ સંભારે. । સખી. ॥૫॥ પુરૂષોત્તમરાયે એપદ સેવી, જિનવર પદને લીધું, આતમ લક્ષ્મી સંપદા સાધી, કાર્ય પોતાનું કીધું. । સખી. ॥૬॥

કળીયુગમાં યુગપ્રધાન જેવા, વિજયાનંદ સૂરિ થાવે, હંસ-
વિજય ગુરૂરાયપસાયે, કર્પૂર સૂરિપદ ગાવે. । સખી. ॥૭॥

---

## ॥૧૫॥ શ્રી ઉપાધ્યાય પદ ગિત.

સોના રૂપાના સોગઠે સૈયાં ખેલત બાજી—એ દેશી.

---

ચોથેપદેઉપાધ્યાયને, નમીએ થઈ રાજી, હિતકારી દેશના દિયે, મેઘનીપરે ગાજી. । ચોથે—આંકણી. ॥ સૂરિ નહિ પણ સૂરિની, યોગ્યતામાં બીરાજે, જેમ યુવરાજા રાજની, યોગ્યતાએ છાજે. । ચોથે. ॥ ૧ ॥ ચૌદ પુરવી દશ પુરવી, અંગ ઉપાંગ જાણ, વર્તમાન શ્રતના ધણી, વાચક ગુણ ખાણ, । ચોથે. ॥ ૨ ॥ શિષ્ય સાધુને શિખવે, સત્રો ધરી નેહ, પર ઉપગારી પરગજુ, પચવીસ ગુણ ગેહ. । ચોથે. ॥ ૩ ॥ જ્ઞાન ધ્યાનમાં મ્હાલતા; તજી ક્રોધ ને માન. નિરદોષ નિરવીકાર છે, જેહના ખાન પાન. । ચોથે. ॥ ૪ ॥ ભવ ત્રીજે વાચકવરા, પ્રાયસઃ શીવ-વાસી, કર્મ વૈરીના તે સમે, હોય છે જીત કાસી. । ચોથે. ॥૫॥ વાચક વચન સુધારસે, કર્મ રોગને ટાળે, વાદી મતંગજ કેસરી, સાવચેત સકાલે. । ચોથે. ॥ ૬ ॥ ઉપમા સોળથી શોભતા, લબ્ધિના ભંડાર, ભંડારી મેરૂ ગિરિ જંબુ, ઈત્યાદિક સાર. । ચોથે ॥ ૭ ॥ મહિંદ્રપાલ

ભૂપાલને, શ્રીપાલ મહારાજા, એ પદ સેવાથી થયા, સર્વ ગુણમાં તાજા. । ચોથે. ॥ ૮ ॥ હંસવિજય ગુરૂરાજનો, પામીને પસાય, પ્રશિષ્ય કર્પૂર ઈણીપરે, પાઠક ગુણગાય. । ચોથે. ॥ ૯ ॥



## ॥ ૧૬ ॥ શ્રી સાધુ પદ ગિત.

હાંરે મારે ઠામ ધરમના સાડાપચવીશ દેશજો—એ દેશી.

હાંરે સખી પાંચમે પદ નમીએ સાધુ ગુણ ગેહજો, સત્તાવીસ ગુણેથી જેહ અલંકર્યારે લોલ; હાંરે સખી નિરમોહી ને નિરવિકારી નાથ જો, ગુરૂ આણા ભવ તરવા કારણ અનુસર્યારે લોલ. ॥ ૧ ॥ હાંરે સખી ગુરૂ ગુરૂ તો કહે છે સઘળા લોક જો, પણ ગુણીયલ ગુરૂ ઓળખનારા વિરલારે લોલ; હાંરે સખી પ્રથમ અહિંસા વ્રતના પાલણહારજો, સત્યવ્રત પાળે જેમ જગગુરૂ હિરલારે લોલ. ॥૨॥ હાંરે સખી ત્રીજે અદત્તાદાન લીયે ન લગાર જો, કંચનને તણખલા માફક ગણીપરિહરેરે લોલ; હાંરે સખી શીલવ્રત વ્રત સઘળાનો શણગાર જો, નવ વાડોની વિધીથી ગુરૂજી તે ધરેરે લોલ. ॥૩॥ હાંરે સખી પાંચમે વ્રતે પરિગ્રહના ટાલણહાર જો, સુડતાળીસ દોષે વર્જિત ભોજન કરેરે લોલ; હાંરે સખી ભારંડ પંખીપરે અપ્રમત મહંત જો, ગચ્છવાસી વનવાસી બે ભેદે વિચરેરે લોલ.

॥ ૪ ॥ હાંરે સખી ગામ નગર વિચરીદેતા ઉપદેશ જો, મધુર વચન પ્રવહણથી જીવને તારતા રે લોલ; હાંરે સખી ધર્મ ધ્યાન ધારણ કરતા નિસદિન જો, રાગ દ્વેષરૂપી શત્રુને નિવારતારે લોલ. ॥ ૫ ॥ હાંરે સખી એ પદ આરાધનથી જિનપદ સાથજો, વીરભદ્રનું સર્વ કાર્ય સિદ્ધજ થયુંરે લોલ. હાંરે સખી શ્રી શ્રીપાલ અને શ્રેણીકનું પાપ જો. એના આરાધનથી સર્વ વિલય ગયું રે લોલ. ॥ ૬ ॥ હાંરે સખી નવવિધ ભાવ લોચ કરતા મુનિરાજ જો; ઇંદ્રિય દમન કષાય જયથી તે બનેરે લોલ; હાંરે સખી દશમો કેસનો લોચ સાંભલ્યો સાર જો, કહે કર્પૂર શ્રી હંસવિજય ગુરૂજી કનેરે લોલ.. ॥ ૭ ॥



## ॥૧૭॥ શ્રી સમ્યગદર્શન પદ ગિત.

સાંભળજો મુનિ સંયમ રાગે ઉપશમ શ્રેણે ચઢીયારે—એ દેશી.

---

સાંભળજો સજ્જન નરનારી; સમ્યગદર્શન સારરે, શ્રાવક અને સાધુ ધર્મરૂપી, મહેલનો એઆધારરે, । સાંભળજો આંકણી. ॥ જિનવર ભાષિત તત્વનીસુંદર, નિરમળ શ્રદ્ધા રૂપરે; જે હોય તેને સમ્યગદર્શન કહિએ આત્મ સ્વરૂપરે. । સાંભળજો. ॥૧॥ સમકિત ગુણ વિના નવ પુરવી પણ, અજ્ઞાની કહેવાયરે, અષ્ટ પ્રવચન માતનો જ્ઞાતા

શ્રદ્ધાથી જ્ઞાની મનાયરે. । સાંભળજો. ॥૨॥ શાશ્વતી પદ્ધી સમકીતથી જન, પામેછે નિરધાર રે, સમકિતવિના કોઈ જીવ ન પામે, દેખો સુત્ર મઝાર રે, સાંભળજો. ॥ ૩ ॥ અંક વિના મીડાંની સંખ્યા, આવે નહિ કાંઈ કામરે, તેમ સમકિત વિના તપ જપ કિરિયા, બિંદુ સમાન તમામરે. । સાંભળજો. ॥૪॥ તે સમકિતના અલંકાર જેવા, સડસઠ ભેદ ઉદારરે, સિજ્જંભવ સૂરિ તે સમકિત, પામ્યા જગ જય-કારરે. । સાંભળજો. ॥૫॥ એ પદ સેવી હરિવિક્રમે વળી, જિનવર પદવી લીધીરે. આતમ લક્ષ્મી સંપદાપામી કીધી કાર્યની સિદ્ધિરે । સાંભળજો. ॥ ૬ ॥ ધર્મ દોલતનું સાધન સમજી, આરાધો ભલે ભાવેરે, હંસવિજય ગુરૂરાય પસાયે, કર્પૂર દર્શન ગાવેરે. । સાંભળજો. ॥ ૭ ॥

---

## ॥ ૧૮ ॥ શ્રી જ્ઞાન પદ ગિત.

મનડું કીમહીન બાઝે હો કુંથુજિન મનડું કીમહીન બાઝે—એ દેશી.

---

આરાધીએ શુભ જ્ઞાન હો સજ્જનો, આરાધીએ શુભ જ્ઞાન, નવપદમાં સાતમે પદે શોભે, સકળ સુગુણ નિધાન. । હો સજ્જનો—આંકણી. ॥ સકલ ક્રિયાનું મૂલ છે શ્રદ્ધા, તેનું મૂલ જ્ઞાન કહીએ, જ્ઞાન વિના પશુસમ પ્રાણી છે, એમ જાણી જ્ઞાન ગ્રહીએ. । હો સજ્જનો. ॥૧॥ પ્રથમ જ્ઞાનને

જી અહિંસા, શ્રી સિદ્ધાન્તમાં દાખ્યું, જ્ઞાનીએ કર્મનો નાશ કરીને, અવિનાશી સુખ ચાખ્યું. । હો. સજ્જનો. ॥૨॥ સત્યાસત્ય ને જ્ઞાન વિના જન; ભક્ષાભક્ષ ન જાણે, કૃત્યાકૃત્ય ને પેયાપેયના. સ્વરૂપને ન પિછાણે. । હો સજ્જનો. ॥૩॥ જ્ઞાનપૂર્વક જે કરણી કરીએ, તેહ હરે સવી દુખ, જ્ઞાન સુધારસ પાન કરતાં પ્રગટે અલૌકિક સુખ. । હો સજ્જનો. ॥૪॥ જ્ઞાની નરક સ્વર્ગને જાણે. જાણે મોક્ષ સંસાર, હેય જ્ઞેય ઉપાદેય જાણે, નિશ્ચય ને વ્યવહાર. । હો સજ્જનો. ॥૫॥ મતિશ્રુત અવધિને મનપર્યવ, કેવલ જ્ઞાન ઉદાર, ભેદ એકાવન તેહના સુંદર, કહ્યા સૂત્ર મઝાર. । હો. સજ્જનો. ॥૬॥ જ્ઞાન ભક્તિથી તીર્થપતિ પદ, જયંત ભૂપે લીધું, શ્રીપાલને મયણા સુંદરીયે, જીવન સફળું કીધું, । હો સ-જ્જનો. ॥૭॥ એમ જાણીને જ્ઞાન આરાધો. કરો જ્ઞાનીની ભક્તિ, પ્રશિષ્યહંસવિજય ગુરૂરાયનો, કહે કર્પૂર યથાશકિત. । હો સજ્જનો. ॥૮॥

---

## ॥ ૧૯ ॥ શ્રી ચારિત્ર પદ ગિત.

જીરે જિનવર વચન સોહં કરૂં, જીરે અવિચળ શાસન વીરરે ગુણવંતા—દેશી.

---

સુગુણી આઠમું ચારિત્ર પદ ભલું, સુગુણી શ્રી સિદ્ધચક્રમાં સારરે, સુગુણી ભમરા ચારિત્રીના પદકજ નમો—આંકણી ।

સુગુણી સંયમ ગુણ ફરસ્યા વિના, સુગુણી મુકિતનું સુખ નવિ થાયરે સુગુણી. ભમરા । સુગુણી વરસ સંયમ પર્યાયથી, સુગુણી અનુતર સુખ લંઘી જાયરે. । સુગુણી ભમરા. ॥૧॥ સુગુણી સીતેર ભેદે ચરણ સત્તરી, સુગુણા કરણ સીતરી તેમ સારરે સુગુણી. ભમરા । સુગુણી બાર કષાય ક્ષય ઉપશમે, સુગુણી ચારિત્ર ગુણ ઉદારરે. । સુગુણી ભમરા ॥૨॥ સુગુણી સંયમ તેજથી નવિ રહે, સુગુણી મોહ મહા અંધકારરે સુગુણી. ભમરા । સુગુણી ઉત્કૃષ્ટા ભાવથી પાળતાં, સુગુણી કર્મ કાષ્ટ હોય છારરે. । સુગુણી ભમરા. ॥૩॥ સુગુણી તૃણપરે છખંડ સુખ છોડીને, સુગુણી ચક્રવર્તી ચારિત્ર ધારરે સુગુણી. ભમરા । સુગુણી એમ જાણી ચારિત્ર આરાધીએ. સુગુણી સકળ સુખનું નિધાનરે. સુગુણી ભમરા ॥૪॥ સુગુણી શ્રીપાળને મયણા સુંદરી, સુગુણી એ પદ પૂજે સુખદાયરે સુગુણી ભમરા. । સુગુણી વરૂણદેવ સંયમ પદ થકી, સુગુણી સમ શ્રેણીએ મોક્ષ જાયરે. ।સુગુણી ભમરા. ॥૫॥ સુગુણી આતમ લક્ષ્મી પામીએ સુગુણી ધર્મ દોલત વળી ખાસરે સુગુણી ભમરા સુગુણી. । હંસ ઉજ્વળ થાય એહથી, સુગુણી કર્પૂર સમો સુવાસરે; । સુગુણી ભમરા. ॥૬।

---

## ॥ ૨૦ ॥ શ્રી તપ પદ ગિત.

અહો મુનિ સંયમમાં રમતાં, શીવપુર જાવાને ખપ કરતા—એ દેશી.

---

અહો તપ પદ નમીએ ભાવે, જેહથી શિવ સુખ ઝટ થાવે.

અહો—આંકણી. ।। તપને ભાવ મંગળ કહીયે, પ્રવચન આણા હૃદય ગ્રહીયે. યોગ ઉપધાન સુંદર વહીયે. । અહો. ।। ૧ ।। તપથી કામક્રિડા જાવે, સંચિત પાપનો ક્ષય થાવે, ગણધર મુનિવર એમ ગાવે. અહો. ।। ૨ ।। સમતાભાવે તપ કરીએ, બાર ભેદ તસ દીલ ધરીએ, બાહ્ય અભ્યંતર અનુસરીએ. । અહો. ।।૩।। વિઘ્ન વિલય તપથી સર્વ થાય, તપથી ઇંદ્રિય દમન થઇ જાય, વીર મુખે ધન્નો મુનિ વખણાય. । અહો. ।। ૪ ।। સાઠ હજાર વરસ સુધી, આંબીલ તપમાં કાયા રૂંધી, ભરતે વખાણી સુંદરીની સુદ્ધી. । અહો, ।।૫।। પ્રત્યક્ષ તપ મહિમાથી અપાર, પામ્યા શ્રીપાળ મયણા સુખસાર, સફળ થયો એહથી અવતાર. । અહો. ।। ૬ ।। પ્રૌઢ પ્રતાપી શ્રીયુત ગુરૂરાય, હંસવિજય-જીનાપ્રણમી પાય, કર્પૂર તપપદના ગુણગાય. । અહો. ।।૭।।



## ।।૨૧।।શ્રી મહાવીરસ્વામીના પાંચ કલ્યાણકની ગહુંલી.

હાંરે મારે આસો મ.સે શરદ પુનમની રાત જો—એ દેશી.



હાંરે સખી વીર પ્રભુનાં કલ્યાણક સુણો આજ જો, સુણવાથી નિજ કર્ણ પવિત્ર ગણાય છે રે લોલ; હાંરે સખી સર્વ જીવમાં ઉત્તમ શ્રી અરિહંત જો, ઉપકારી નિકટના વીર જણાય છેરે લોલ. ।।૧।। હાંરે સખી દશમા દેવલોકથી અ-ષાડ શુદ છઠ્ઠે જો, ચવિયા તેથી ચવનકલ્યાણક જાણીએરે

લોલ: હાંરે સખી ચૈત્ર શુદિ તેરસ રાત્રી શુભ લગ્ને જો. જન્મ્યા તેથી જન્મ કલ્યાણક માનીએરે લોલ. ॥ ૨ ॥ હાંરે સખી ત્રીસ વરસ ઘર માંહે વસીઆ વીર જો, માગશર વદી દશમ દીન દીક્ષા આદરેરે લોલ. હાંરે સખી ઉપજ્યું પ્રભુને મન પર્યવ તવ જ્ઞાન જો, ત્રીજું કલ્યાણક આરાધીએ સાદરેરે લોલ. ॥ ૩ ॥ હાંરે સખી બાર વરસ ઉપસર્ગ સહ્યા મહા ઘોર જો, વૈશાખ શુદિ દસમે કેવળ પામીયારે લોલ, હાંરે સખી સમવસરણ રચી ઇંદ્રાદિકે તત્કાળ જો. ચોથું કલ્યાણક ઉજવી દુઃખ વામીયારે લોલ. ॥ ૪ ॥ હાંરે સખી દીવાળી દિન મોક્ષ ગયા ભગવાન જો. તવ અઢાર રાજા રત્નના દીવા કરેરે લોલ; હાંરે સખી કરી ઉપવાસ પંચ કલ્યાણક દીન જો, આરાધન કરે તે અવિનાસી સુખ વરેરે લોલ. ॥૫॥ હાંરે સખી સોળ પહોરનો પોસહ કરીયે શુદ્ધ જો. પડવાને દિન નમીયે ગૌતમ કેવલીરે લોલ; હાંરે સખી હંસવિજય મહારાજતણે સુપસાય જો, કર્પૂર કહે દોલત ધર્મની મુજને મળીરે લોલ. ॥૬॥

---

## ॥ ૨૨ ॥ દીવાળી પર્વની ગહુંલી.

ભવિ તુમે અષ્ટમી તિથિ સેવોરે—એ દેશી.

---

સનેહી આરાધો દીવાલી પર્વરે, એથી જાયે દુઃખડાં સર્વ સનેહી—આંકણી. ॥ એક દિન પુછે સંપ્રતિરાયરે, નમી આર્ય

સુહસ્તિ ગુરૂ પાયરે; દીવાળી પર્વ મહિમાય. ॥ સનેહી. ॥૧॥ કહે આર્ય સુહસ્તિ મહારાજરે, સુણે સંપતિ રાજા આજરે; સુણતાં સિદ્ધે સર્વ કાજ. ॥ સનેહી. ॥૨॥ શ્રી મહાવીર પ્રભુ જયવંતારે, આવ્યા અપાપા પુરી વિચરંતારે; જીતી કર્મ શત્રુ બળવંતા. ॥ સનેહી ॥૩॥ અલ્પ આયુષ્ય રહ્યું એમ જાણીરે; સોળ પહોર દેશના વખાણીરે; રાય મલી લચ્છી સુણે વાણી. ॥ સનેહી. ॥૪॥ ગૌતમનો જાણી બહુ રાગરે, મોકલે તેનો કરવા ત્યાગરે; દેવશર્મા બોધવા મહાભાગ. ॥ સનેહી. ॥૫॥ ઇંદ્ર કહે વિશ્વના આધારરે, સુણો નાથકૃપાના ભંડારરે; ક્ષણ આયુ વધારો સુખકાર. ॥ સનેહી. ॥૬॥ નવિ વધ્યું ન વધસે ઇંદ્રરે, વધારી ન શકે જિનેંદ્રરે; ભાવિ ભાવ બનવાના સુરેંદ્ર ॥ સનેહી. ॥૭॥ પુન્ય પાપ ફળના સુણાવીરે, અધ્યયનરૂપી આપી ચાવીરે, કર્મઘાતી અઘાતિ હઠાવી. ॥ સનેહી.॥૮॥ અમાવાસ્યાએ મોક્ષ સધાયારે, જાણી ભાવ ઉદ્યોત ગમાયારે; દ્રવ્ય દીવાળી કરે તવ રાયા. ॥ સનેહી. ॥૯॥ દેવશર્મા બોધી ગૌતમ આવેરે, વીર નિરવાણ સુણી ગભરાવેરે; વિતરાગ થઇ કેવલ પાવે, ॥ સનેહી. ॥૧૦॥ દીવાળીપર્વ એમ થાયરે, નમીહંસવિજયજીના પાયરે; કર્પૂર પ્રભુ ગુણ ગાય, ॥ સનેહી. ॥૧૧॥

---

## ॥ ૨૩ ॥ બેસતા વરસે ગાવાની ગૌતમ સ્વામીની ગહુંલી.

ભવિ તુમે વંદારે, ગીતારથ ગચ્છ રાયા—એ દેશી.

---

ગુણીયલ સુણજ્યોરે ગૌતમની ગુરૂ ભક્તિ, સુણતાં આવેરે, ગુરૂભક્તિની શકિત. ગુણીયલ; ॥આંકણી.॥ કહે ગૌત્તમ મુને મુકી વીરપ્રભુ, મોક્ષે કેમ સધાયા, તુમ વિના કોન બોલાવશે મુજને, ગૌત્તમ કહી ગુરૂરાયા. ગુણીયલ. ॥૧॥ અંત સમે દીનાનાથજી મુજને, અલગો કેમ તુમે કીધો; કીધો તો ભલે સ્વામી તુમે મને, કેમ દીલાસો ન દીધો. ॥ ગુણીયલ. ॥૨॥ સર્વ તિર્થંકર સહુ પરિવારે, મોક્ષે ગયા કરી સંપ, તમે અમોને મુકી ગયા તેથી. ન વળે જરીયે જંપ ॥ ગુણીયલ. ॥૩॥ હું રાગી ગુરૂરાજ તુમારો, આપ થયાછો નિરાગી, એક પક્ષનો રાગજ ખોટો દ્રષ્ટી અંતર જાગી; ॥ ગુણીયલ ॥૪॥ વીર વીર કરતાં વિતરાગ; થયા ગૌતમ ગુણવંત; એકત્વ ભાવના ભાવતાં ઝટપટ કેવળી થયા તે સંત. ॥ ગુણીયલ. ॥૫॥ અહંકારથી બોધજ પામ્યા, રાગે ભકિતમાં રંગાયા, વિખવાદથી કાર્તિક શુદિ પડવે, અચરિજ કેવળ પાયા. ॥ ગુણીયલ. ॥ ૬ ॥ હજાર પાંખડીવાળા કનકના, કમલે આપ બીરાજ્યા, દેશના અમૃત ધારા વરસતા, સજળ મેઘપરે ગાજ્યા. ॥ ગુણીયલ. ॥ ૭ ॥ આતમલક્ષ્મીસંપદાદાયક, ગૌતમ ગુણ ભંડારી, હંસવિજય મહારાજનો કર્પૂર, વંદન કરે વારંવારી. । ગુણીયલ. ॥૮॥

## ॥ ૨૪ ॥ ભાઈબીજને દીવસે ગાવાની ગહુંલી.

મનહી મેં વૈરાગી ભરતજી—એદેશી.

---

સદ્ગુરૂ આજ સુણાવે હો સજની સદ્ગુરૂ આજ સુણાવે
ભાઇ બીજ પરવનું મહાતમ, સાંભળી એ શુભભાવે–હો.॥આંકણી॥
શિવસુખ દાયક ત્રિભૂવન નાયક, શ્રીમહાવીર જિનરાયા
અષ્ટ કર્મનોક્ષય કરી મોક્ષે, દીવાળી દીને સધાયા–હો. ॥૧॥
નંદિવર્ધન રાજા પોતે, સુણી પ્રભુ નિરવાણ
ક્ષત્રિય કુંડમાં દુઃખ ધરે છે, તજી દઇ ખાનપાન–હો. ॥૨॥
વ્હાલા બંધુ તું કરૂણા સિંધુ, કર કરૂણા હિતકાર
તુજ વિન ભવ વન માંહે ભાઇ, કોણ હોશે આધાર–હો. ॥૩॥
ધણી વિનાનું ઢોરજ સુંનું. એહ વાત નહી ખોટી
તેમ શાસન નાયક તુજ વિના મુજ, લાગે છે ખોટ પડીમોટી–હો ॥૪॥
તુમવિના કુમત ધૂતડો ધણેરા, ભાગશે ધર્મના પંથ
આગમ અર્થ મરોડી મતિલા, કરશે નવાનવા ગ્રંથ–હો. ॥૫॥
પાખંડીઓનુ પુરજ વધશે, કદાગ્રહીનો કેર
સાધુજન સીદાશે બહુલા, ઢોંગીપૂજાશેઘેરઘેર–હો. ॥૬॥
ભરતખંડના ભાનુ વિના હવે, ફેલાશે ઘણો અંધકાર
શાસનના સુલતાન વિનાથસે, અનીતિનો વિસ્તાર–હો. ॥૭॥
મોહ મહારિપુને મેં હરાવી, તોડી કર્મની ફાંસી
તેહ હવે ચઉ ગતિમાં રૂલાવી, કરશે અમારી હાંસી–હો. ॥૮॥
વીર વિરહથી એમ વિલપતો, નંદિ વર્ધન રાય
અહાર પાણીનો ત્યાગ કરીને, બંધુ પ્રેમથી ન ખાય–હો. ॥૯॥
બેન સુદર્શના નંદી વર્ધનને, કહે ઓ વ્હાલા બંધુ

વીર આપણે અનાહારી પદ, પામ્યો તરીભવ સિંધુ-હો. ॥૧૦॥
એવી રીતના સુકોમલવચને, ભાઈને બેન સમજાવે
નિજઘેર તેડી ભાઈને જમાડે. ત્યારથી ભાઈબીજ થાવે-હો. ॥૧૧॥
આત્તમ લક્ષ્મી સંપદા દાયક, હંસવિજય ગુરુરાયા
તસપદ પદ્મમાં હંસ પ્રેરેહી, કર્પૂરે વીર ગુણગાયા-હો. ॥૧૨॥

---

## ॥ ૨૫ ॥ જ્ઞાન પંચમીના દિવસે ગાવાની ગહુંલી.

જાત્રા નવાણું કરીએ વિમલગિરિ જાત્રા—એ દેશી.

---

જ્ઞાન પંચમી તપ કરીએ સુગુરૂ કહે જ્ઞાનપંચમી તપ કરીએ શિવપુરસુખઝટવરીએ. સુગુરૂ કહે જ્ઞાન પંચમી તપ કરીએ—આંકણી. ॥ મતિશ્રુત અવધિને મનપર્યવ, કેવલ જ્ઞાન ઉદાર. મૂલભેદ એ પાંચજ્ઞાનના, ઉત્તર એકાવન સાર. સુગુરૂ. ॥ ૧ ॥ દેવર્દ્ધિ ગણી ક્ષમા શ્રમણ કહે, નહિ સૂત્રમઝાર; તે સાંભળી આરાધી પ્રાણી, પામે ભવનો પાર. । સુગુરૂ. ॥ ॥ જ્ઞાન પ્રભાવે જ્ઞાની ક્ષણમાં, કરે કર્મનો નાસ એવું જાણીને જ્ઞાન આરાધો, જ્ઞાનથી શિવપુર વાસ. સુગુરૂ. ॥ ॥ કરજોડીને ગુરૂની પાસે, લઇએ એ વ્રત રંગે, પાંચ વરસ ને પાંચ માસ લાગે, કરીએ ભાવથી ચંગે. । સુગુરૂ. ॥ ॥ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, ગણધર ગુરૂએમ ભાખે; વરદત્ત ગુણમંજરી એ તપથી મોક્ષ સુખડાં ચાખે. । સુગુરૂ. ॥૫॥ જ્ઞાનની આશાતના કરવાથી, પ્રાણી ન પામે.

જ્ઞાન; જ્ઞાન વિના સંસારની માંહિ; માનવી પશુ સમાન. ા સુગુરૂ ાા૬ાા મનવચ કાયા શુધ કરીને;, પાંચમ જે આરાધે; આતમ લક્ષ્મી સંપદા પામી, કાર્ય નિજ તે સાધે. ા સુગુરૂ. ાા૭ાા જ્ઞાન જ્ઞાનીની ભકિત કરીને, ઉતરીયે ભવપાર; હંસવિજય મહારાજનો કર્પૂર, કહે ગુરૂનો આધાર. ા સુગુરૂ. ાા૮ાા



## ાા ૨૬ ાા મૌન એકાદશી દિવસે ગાવાની ગહુંલી.

માજી તું પાવાની પટરાણી કે કાલી કાલકારે લોલ—એ દેશી.

---

ગુરૂ કહેસાભળજોભવિભાવેકે એકાદશીકથારેલોલ, રાજ્ય દેશને ભકતનારીનીવર્જો કથાવૃથારેલોલ, શ્રીનેમિજિનદ્વારિકાનગરીકે આવી સમોસર્યારે લોલ, આવેવાંદવાકૃષ્ણનરેંદ્રરાજગણપરિવર્યારેલોલ. ાા૧ાા ત્રણ પ્રદક્ષિણા દેઈ વંદન કરી બેસે યથોચિતે રે લોલ, પુછે મૌન એકાદશી મહિમા નૃપતિ ભલી રીતે રે લોલ. કહે પ્રભુ અર દિક્ષા નમિ નાણ કલ્યાણક જાણવું રે લોલ, તેમજ મલ્લિજિન જન્મ દીક્ષા કેવલ માનવું રે લોલ. ાા ૨ ાા ઈત્યાદિક દોઢસો કલ્યાણક એ તિથીયે કહ્યં રે લોલ. તેહથી ત્રિભુવન જનનાં મનડાં આનંદિત થયાં રે લોલ, ત્રણ ભુવનમાં થયો ઉદ્યોત એકદમ તેણે સમે રે લોલ, ઇંદ્ર સરેખા તતખીણ ઉભા થઇને નમે રે લોલ. ાા૩ાા એમ જાણી ચોવિહાર ઉપવાસ કરી ગુણું

ગણો રે લોલ, મૌનપણામાં રહો અથવા ધાર્મિક જ્ઞાનને ભણો રે લોલ, અગીઆર વરસને અગીઆર માસે તપ પૂરો કરો રે લોલ, યથાશકિત ઉજમણું કરી ભવમાં નવી ફરો રે લોલ. ॥ ૪ ॥ શુધ્ધ ભાવે એ પર્વ સેવંતા સુવ્રત શેઠીયો રે લોલ, યશ કીર્તિ સાથે સંપદાની પામ્યો પેટીયો રે લોલ. નગર બળતાં દુકાનો સાથે મહેલ તસ નવિ બળ્યો રે લોલ, ચોરી કરવા આવ્યા ચોર પણ ધ્યાનથી નવિ ચળ્યો રે લોલ. ॥ ૫ ॥ ધન સહિત થંભાણા તેહ ડોલા તસ ડગમગે રે લોલ, પ્રભાતે સુભટો આવ્યા પકડવા તેમના પગે પગે રે લોલ, પોસહ પાળી દેવ જુહારી શેઠ લેઇ ભેટણું રે લોલ, નૃપ પાસે જઈ ચોર મુકાવી પોષણ કર્યું પેટનું રે લોલ. ॥ ૬ ॥ દીક્ષા શિક્ષા કારણ લઇને આરાધી એકાદશી રે લોલ, આતમ લક્ષ્મી લઇને રહે છે મુકિતપુરે વસી રે લોલ, એમ સાંભળી મોરારીયે એકાદશી તપ કર્યો રે લોલ, કર્પૂર ગંધપરે મૌન એકાદશી મહિમાં વિસ્તર્યો રે લોલ. ॥૭॥



## ॥ ૨૭ ॥ [1]પોષ દશમી દિવસે ગાવાની ગહુંલી.

મલ્લિજિનનાથજી વ્રત લીજેરે—એ દેશી.

ગૌત્તમ ગણિ પ્રદક્ષિણા દેઈ પુછે રે, પોષ દશમીનું મહાતમ

---

૧ ગુજરાતી માગસર વદી ૧૦.

શું છે. ગૌતમ—આંકણી. ॥ વીરપ્રભુકહેસૂણોગણધાર રે, પોષદશમીનોઅધિકારરે;ઉતારેભવોદધિપાર. । ગૌતમ. ॥ ૧ ॥ તે દિન જનમ્યા પાર્શ્વ સ્વામી રે, ઘટઘટના અંતરજામીરે;ત્રિભુવનમાંથયાબહુનામી; । ગૌતમ. ॥ ૨ ॥ તે દિન એકાસણું કરીયેરે, ઠામ ચોવીહાર ઉચરીયેરે; નોમ અગીયારસ એમ અનુસરીયે. । ગૌતમ. ॥ ૩ ॥ પ્રભાતસાયંકાળેકરવુંરે, પડીકમણુંકરી પાપ હરવુંરે, પાર્શ્વનાથ અર્હંતેનમઃ ગણવું. । ગૌતમ. ॥ ૪ ॥ દશ વર્ષે થાય તપ પૂરોરે, પૂજા પ્રભાવનાથી પાપ ચૂરોરે, ઉજમણે વધે બહુ નૂરો । ગૌતમ ॥ ૫ ॥ સુરદત્ત શેઠ વ્રત પાળીરે ગઇ રીદ્ધિનેપાછીનિભાળી રે, થય।મુનિ મહાભાગ્યશાળી. ॥ ગૌતમ ॥ ૬ ॥ દશમે દેવલોકે જાવેરે; ચવી મહાવિદેહમાંઆવેરે, ત્યાંથી મોક્ષનગરમાંસધાવે. । ગૌતમ. ॥ ૭ ॥ પ્રૌઢ પ્રતાપી શ્રી ગુરૂરાયરે, શ્રી હંસવિજય નમી પાયરે, ધર્મ દોલત કર્પૂર ન્હાય. । ગૌતમ. ॥ ૮ ॥

---

## ॥૨૮॥મહાવીર સ્વામીના જન્મ દિવસનું ગિત. ગહુંલી.

પ્રેમની પ્રેમની પ્રેમનારે મને લાગી કટારી પ્રેમની—એ દેશી.

---

થાય છે થાય છે થાય છેરે. સખી પ્રભુ ગીત ગાવા મન થાય છે—એ આંકણી. । પ્રભુના જન્મ દીવસે જુવો સર્વે; ઠેકાણે આનંદ ફેલાયછેરે; । સખી. ॥ ૧ ॥ ચૈત્ર સુદ તેરસે ત્રીશ-

લા કુખથી, મહાવીરનો જન્મ થાયછેરે. । સખી. ॥ ૨ ॥ ક્ષત્રીય કુંડમાં ઈંદ્ર સુરાસુર, આવી પ્રભુનાગુણગાયછેરે. સખી. ॥ ૩ ॥ મેરૂ શીખરપરઅભિષેકકરવા, પ્રભુને ત્યાંથી લઇ જાયછેરે. ।સખી. ॥ ૪ ॥ મણી રતન સોના રૂપાના કળશો, તિર્થોદકથી ભરાયછેરે, । સખી. ॥ ૫ ॥ એવા કળશોથી પરમ પ્રભુનો, અભિષેક સુંદર કરાયછેરે. સખી. ॥૬॥ પ્રભુનું અદ્દભૂત રૂપ દેખીને, ઇંદ્રાણી મન હરખાયછેરે. । સખી. ॥૭॥ ઈંદ્રાણીને પ્રભુ લુછણાં લેવાતાં, દેવીઓનાં મન મલકાયછેરે । સખી. ॥૮॥ સોનૈયા રૂપૈયાને રત્નની વૃષ્ટી. કરી હરિ સ્વધામ જાય છે રે. સખી; ॥૯॥ ક્ષત્રીય કુંડમાં પ્રભુના જન્મથી, આનંદ આનંદ વરતાયછેરે । સખી. ॥ ૧૦ ॥ રાજ્યઋદ્ધી ધનધાન્ય વૃદ્ધિથી, વર્દ્ધમાન નામ દેવાય છેરે. । સખી. ॥ ૧૧ ॥ ક્રિડામાં દેવને હરાવેલો તેથી, શ્રી વીર નામ ગવાયછેરે. । સખી. ॥ ૧૨ ॥ દળવું ખાંડવું લીંપવું ધોવું, તે દિવસે તો તજાયછેરે, । સખી. ॥ ૨૩ ॥ હંસવિજયકવિરાયનોકર્પૂર વીર જયંતી ગાયછેરે. । સખી. ॥ ૧૪ ॥

## ॥ ૨૯ ॥ મોક્ષમાર્ગની ગહુંલી.

મદ આઠ મહામુનિ વારીએ—એ દેશી

સારથવાહસમાજિનઉપદિશે, ધર્મદેશનાઘોષણાકારરે, કહે સંસારી પંથીજનો સુણો, જાવું મોક્ષનગર મોઝારરે ।

ા સારથ. ॥ ૧ ॥ સાધુ શ્રાવક ધર્મ સમાન છે. મારગ સિધો વાંકો હોય બેહેરે, સિધે રસ્તેથી સિદ્ધ જવાય છે, ભવ અટવી ઉલ્લંઘી ખેહેરે. ા સારથ ॥ ૨ ॥ રાગ દ્વેષરૂપી સિંહ વાઘ છે, તેહથી ડરશો નહીં ભાઇરે; સદોષ વસ્તિ રૂપી સુંદર વૃક્ષની, છાંયે બેસસો નહીં તુમે જાઇરે ા ॥ સારથ ॥ ॥ ૩ ॥ જીરણુ ઝાડ જેવાં નીર્દોષ જે, ઉપાસરા હોય તિહાં વસજ્યોરે. મિઠા બોલા મનુષ્ય જેવા પાસથ્થા, ઉસન્નાકુશી-લીયાથી ખસજ્યોરે ા સારથ. ॥ ૪ ॥ ક્રોધ દાવાનલને બુઝાવતા, માનમહિધરને લંઘી જાજ્યોરે, માયાવંશજાલ છે આકરી, લોભ ગર્તાથી દુરે થાજ્યોરે ા સારથ ॥ ૫ ॥ કિંપાકફલના જેવા વિષય છે, પરીસહવેતાલ વિકરાલરે, દુર્લભ અન્ન તે નિર્દોષ આહાર છે, નિશિજાગરણુ ધ્યાન વિશાલરે ા સારથ. ॥ ૬ ॥ નિત્ય પ્રયાણુરૂપ ઉદ્યોગ છે, ધર્મક્રિયાતણો અભિરામરે, મારગ જાણુવા મૈલ સમાન છે, સિદ્ધાંતગ્રંથ જોવા ઠાંમોઠામરે ા સારથ. ॥ ૭ ॥ એવા મારગ-દર્શક પ્રભુ નમુ, કહે હંસ હું વારંવારરે, ઉપગારી પ્રભુના આધારથી, પામું મોક્ષનગર મનોહારરે. ા સારથ. ॥ ૮ ॥



## ॥ ૩૦ ॥ શિલવ્રતની ગહુંલી.

આવો આવો અલબેલડાજીરે–એ દેશી.

આવો આવો ઉપાસરેજીરે, ગાવા વ્રત ગુણ ગીત મોરી સહિયરો. । આવો આવો—આંકણી. ॥ શિલવ્રતને જાણીએ-જીરે, સર્વ વ્રતોમાં શિરદાર મોરી સહિયરો; વ્રત નિયમ જેનવિ લહેજીરે, તેનોફોગટઅવતારમોરીસહીયરો. । આવો ॥ ૧ ॥ ક્રોડ સોનૈયાનુંકોઇજીરે, આપે ભાવથી દાન મોરીસહીયરો; તેપણશીલવ્રતનીસદાજીરે, હોય નહી સમાન મોરી સહીયરો. । આવો ॥ ૨ ॥ બ્રહ્મચારીને નિત્ય નમેજીરે, ઇંદ્ર ધરી બહુ પ્યાર મોરી સહીયરો, દુઃખ દોહગ દૂરે ટળે જીરે, થાય સફળ અવતાર મોરી સહિયરો. । આવો. ॥ ૩ ॥ મૂળથી વ્રત નવિ લઈ શકોજીરે, તો ધરો સ્વદાર સંતોષ મોરી સહીયરો; સુણીયે સદ્‌ગુરૂ શીખડીજીરે. કરીએનહિકદીરોષમોરીસહિયરો. । આવો. ॥ ૪ ॥ પરપુરૂષનેજુએ નહિંજીરે, સુશિલા ધરી કામ દાગ મોરી સહીયરો; ખરાબ કામથી નીચગતિજીરે, લાગે કુલટાનો ડાઘ મોરી સહિયરો. । આવો ॥૫॥ હસીએ રમીએ કદી નહિજીરે, પર નરની સંગાથ મોરી સહીયરો; તાલી તેને નવી આપીયેજીરે બેસીએ નહિ તેનીસાથ મોરી સહિયરો. । આવો ॥૬॥ પર પુરૂષ દેખી કરી જીરે, મલકાવીએ નહી મુખ મોરી સહિયરો; । અંગ નવીબતાવીએજીરે,

બોલીયે નહિ સન્મુખ મોરી સહિયરો. । આવો ।। ભાકામદેવ સમો રૂપવાન હોય જીરે, તો પણ કીજે ત્યાગ મોરી સહી- યરો; સ્વદાર સંતોષી નિજ પતિજીરે, તે જાણો મહા ભાગ મોરી સહિયરો. । આવો. ।।૮।। ચૌટામાં ફરીએ નહીંજીરે, રહીએ મર્યાદાની માંય મોરી સહિયરો. નીચીદ્રષ્ટીકરી ચાલીએજીરે, સ્વછંદતાને વિહાય મોરી સહિયરો । આવો. ।।૯।। નિજ પતિ છોડી પરતણીજીરે, સાથે કર્યા જેણે સંગ મોરી સહિયરો; તેણે આ ભવ અને પર ભવેજીરે; કીધો સુખ તણો ભંગ; મોરી સહીયરો। આવો ।।૧૦। ઉભય કુલ કલંકિત કરેજીરે, જગમાં ફજેતી ગવાય મોરી સહિયરો; બાળરંડાપો વિધવાપણુંજીરે, વંધ્યાશીલ ભંગથી થાય મોરીસહીયરો. । આવો ।।૧૧।। નાનાને પુત્રસમ ગણીએજીરે, સરખાને ભાઈ સમ ધાર મોરી સહિયરો; મોટા પીતા તુલ્ય માનીએજીરે; કરીએ સફલ અવતાર મોરીસહિયરો. । આવો. ।।૧૨।। નિજ પતિ સુસંતોષથીજીરે, સ્થુળથી લઈ વ્રત બાર મોરી સહિયરો; પાલીએ પૂરણ પ્રેમથીજીરે, જેથી થઈએ ભવપાર મોરી સહીયરો; । આવો. ।।૧૩।। શિયળથી અગ્નિ શીતતાજીરે, થાય સરપ ફૂલમાલ મોરી સહિયરો; હંસવિજયકવિરાયનો જીરે, કર્પૂર કહે શીળ પાળ મોરી સહિયરો. । આવો ।। ૧૪ ।।

## ॥ ૩૧ ॥ શ્રી શિક્ષણ ગીત. (બહુ ંલી.)

### ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ દેશી.

સંભળાવે શીલવ્રતનો મહિમા સદગુરૂ, સર્વવ્રતોમાં શીલવ્રત શીરદાર જો. શીલ શણગારને સજતી ગુણીયલ સુંદરી; ધરતી મનમાં નીતિ તણો આચાર જો—૦ સભળાવે ॥ ૧ ॥ સોના રૂપાની શોભાને ન વખાણીયે, શોભા ખરી છે શીલવ્રતની સારજો; શીલ ભુષણ વિના સોનાના ભૂષણ થકી, કદર કદીએ થાયનહી લગાર જો—૦ સંભળાવે ॥ ૨ ॥ લાજ તજી લીલાયે લટકો ન કીજીએ; બે અદબીથી બોલીએ નહી કદી બોલજો, નીચી નજરે આખું ઓઢી ચાલીએ; પરનરસાથે કરીયે નહી કોઇ કોલજો—૦ સંભળાવે ॥ ૩॥ પરનરની સંગત કરે જે પાપણી અપજસ તેનો જગમાં બહુ ગવાય-જો, સુપર્ણખા અભયાને અધ્યાપક પ્રિયા; પર પુરૂષ સંગતથી દુઃખીયાં થાયજો—૦ સંભળાવે, ॥ ૪ ॥ વ્યસની સાથે વાત કદી નવિકીજીએ, હાથો હાથે તાળી નહિં દેવાયજો; વસ્ત્રા ભૂષણ તંબોલાદિક વસ્તુઓ; પર પુરૂષ પાસેથીનવિ લેવાય જો—૦ સંભળાવે ॥ ૫ ॥ સતી સુભદ્રા શીલથી કલંક ઊતારીયું ચંપા નગરીનું ઊઘાડી દ્વારજો, સીતા અગ્નિ ચિતા ને શીતળતા કરે; રાવણથી લલચાણી નહિ લગાર જો—૦ સંભળાવે ॥ ૬ ॥ દમયંતીનેવનમાંનલમુકીગયો, અંજનાને છોડી ગયો પવન કુમારજો, કષ્ટ પડયું પણ ચળી

નહી તે શીલથી; થયો જગતમાં તેમનો જયકારજો—સંભળાવે ॥ ૭ ॥ નિજપતિ વિનસરખાનેસહોદરજાણીયે, વડીલને પીતા લઘુને પુત્ર સમાન જો; એ ગુરૂની શીખલડીને હેડે ધરી; કરીએ નહિ કુસંગત ભુલી ભાનજો—૦ સંભળાવે ॥ ૮ ॥ નિજપતિ છોડી પરની જે વસપડે; તે સ્ત્રી પામે જગમાં બહુ ફીટકાર જો, લાંછન લાગે ઊભય કુલને મોટકું, ફોગટ જાવે અમૂલ્ય આ અવતાર જો—૦ સંભળાવે ॥ ૯ ॥ પ્રાણ જતાં પર વશ થતાં પણ શીલનું કરીએ રક્ષણ ધરીએ પ્રભુનું ધ્યાનજો; પ્રૌઢ પ્રતાપી હંસવિજય મહારાજનો, કર્પૂર કહે શીળવ્રતથી કાડ કલ્યાણજો—૦ સંભાળવે. ॥ ૧૦ ॥

---

## ॥ ૩૨ ॥ શીલવ્રતનું ગીત ( ગહુંલી. )

મનડું કીમહીન આઝે હો કુંથુજિનમનડું કીમહીનઆઝે—એ દેશી.

---

સદ્ગુરૂ આજે સુણાવે હો સાહેલી સદ્ગુરૂ આજ સુણાવે
સર્વવ્રતોમાં બ્રહ્મચર્ય મોટું પાળીએ નિર્મલભાવે—હો. સાહેલી. ॥ એ આંકણી. ॥
મૂલથી વ્રત ન પાળી શકો તો, સ્થુલથી એ વ્રત પાળી
નિજપતિ પર સંતોષ રાખીને, પરનર સંગ દીજે ટાળી—હો. ॥૧॥ નિજપતિ છંડી પર પુરૂષનો, સંગ કરે જે નારી,
પરભવમાં કદરૂપી વાંઝણી, વંધ્યા થાવે દુઃખીયારી—હો.

॥૨॥ પરનર સંગથી મેરૂ સમ દુ:ખ, થાય ન સુખ લગાર
ઊભય કુલને કલંક લાગે, લોક કરે ફિટકાર—હો. ॥૩॥
સોના રૂપાના આભૂષણ કરતાં, અધિક છે શીલ આભૂષણ
શીલ આભુષણ વિનાતો જગમાં; લાગશે મોટકું દૂષણ—હો.
॥૪॥ પ્રાણ જતાં પરવશ થતાં પણ સતીપતિવ્રતા ધર્મ
ચુકે નહિં ડગે નહિ કહિએ, પામે તેથીઅંતેશર્મ—હો.
॥૫॥ નિજપતિ વિના પરપુરૂષ જે, વડીલ પીતા સમાન
સરખાને બંધુ સમલેખી, લઘુનેપુત્રપ્રમાણ—હો ॥૬॥
સોલ મહા સતીઓ શીલવ્રતથી; દુનીયામાં પંકાણી
સંકટમાં પણ શીલ ન ખંડયું; ચૌદીશી કીર્તિ ફેલાણી—હો.
॥૭॥ મનવચકાયથી જે બ્રહ્મચારી, વારંવાર બલીહારી
સભામાં ઈંદ્ર વંદન કરી બેસે, બોલે ધન્ય વ્રત ધારી,—હો.
॥૮॥ એવું જાણી સદ્ગુરૂની પાસે, વ્રતલહીએ ઉમંગે
હંસવિજય મહારાયનો કર્પૂર, કહે પાળી એ અતિ રંગે
—હો. ॥૯॥



## ॥ ૩૩ ॥ સાતવારની ગહુંલી.

સુણ ચતુર સુજાણ પરનારીસું પ્રીત કબુ નવિ કીજીએ—એ દેશી.

---

ચાલો સાહેલી ગુરૂમુખ મધુરી વાણી સુણવા આજે,
મહા ગુણવંતા ગુરૂજી દેશના આપે છે સુખ કાજે—ચાલો.
આંકણી. ॥ સોમવારે શીલ સમતાધારી, ક્રોધ માન માયા

લોભને ટારી, સામાયિક વ્રત લહો જયકારી. ॥ ચાલો. ॥ ॥ ૧ ॥ મંગલવારે મંગલકારી, ચાર મંગલ લહીએ સંભારી, જેહથી ઉતરીએ ભવપારી. ॥ ચાલો. ॥ ૨ ॥ બુધવારે સુબુદ્ધિ કીજે, ગુરૂ જ્ઞાનતણો લાહો લીજે, જેથી ભવનાં પાતીક છીજે. ॥ ચાલો. ॥ ૩ ॥ ગુરૂવારે ગુરૂના ગુણ ગાવો, વંદન કરીને પાવન થાવો, ગુરૂભકિતમાં નથી કોઇનો દાવો, ॥ ચાલો. ॥ ૪ ॥ શુક્રવારે થઇએ શુરા, કરીએ મોહમાયા ચકચૂરા, દુરજનથી રહીએ નિત્ય દૂરા. ॥ ચાલો. ॥૫॥ શનિવારે સંશય દૂર ટાળી, તપ જપકરી કર્મ દીજે બાળી, લહીએ કેવલ કમલા ઝાલી. ॥ ચાલો. ॥ ૬ ॥ રવિવારે રાગ દ્વેષ પરિહરીએ, વેર ઝેર ન કોઈ સાથે કરીએ, અહંકારપણું નવિ આદરીએ. ॥ ચાલો. ॥ ૭ ॥ સાતવાર સદા સહિયર ગઈએ, દેવગુરૂ વંદન કરી શુદ્ધ થઇએ, આતમલક્ષ્મી સંપદા લઇએ. ॥ ચાલો. ॥ ૮ ॥ શુધ્ધ સમકિતથી ભવજલ તરીએ, હંસસમ ધર્મે નિજ ગતિ કરીએ, કર્પૂર કહે પ્રભુ અનુસરીએ. ॥ ચાલો. ॥ ૯ ॥

---

## ॥ ૩૪ ॥ પંદર તીથીની ગહુંલી.

વાલાજીની વાટડી અમે જોતાંરે—એ દેશી.

---

વાલ્હા ગુરૂરાજને મેં તો દીઠારે, એતો હૈડાંમાં લાગ્યા મીઠા વાલ્હા—આંકણી. ॥ પડવે પહેરી શુભ ચીરરે, ગુરૂવાણી

સુણો થઈ ધીરરે, તપ કરી કાપો કર્મજંજીર. ॥ વાલ્હા. ॥ ॥ ૧ ॥ બીજે દુવિધ ધર્મ સુણાવેરે, સાધુ શ્રાવક ભેદ કહાવેરે, રાગ રોષ જેનાથી જાવે. ॥ વાલ્હા. ॥ ૨ ॥ ત્રીજે ત્રણ તત્વથી ભરીયારે, ગુણગણ રયણના દરીયારે, સંયમ પટરાણી વરીયા. ॥ વાલ્હા. ॥ ૩ ॥ ચોથે ચાર કષાય નિવારેરે. ચાર શરણ હૃદયમાં ધારેરે, ચાર વિકથા જીગરથી ટારે. ॥ વાલ્હા. ॥ ૪ ॥ પાંચમે પાંચ મહાવ્રત ધારીરે, પાપ પુંજતણા પરિહારીરે, પાંચ પ્રમાદદીએ નિવારી. ॥ વાલ્હા. ॥ ૫ ॥ છઠ્ઠે ષટ્કાય રક્ષાકારીરે, પ્રભુ ભકિત હૃદયમાં ભારીરે, એવા ગુરૂની જાઉં બલીહારી. ॥ વાલ્હા. ॥ ૬ ॥ સાતમે સાત ભયથી ન ડરતારે, અહંકારપણું નવિ ધરતારે, આણા ગુરૂની નિત્ય અનુસરતા. ॥ વાલ્હા. ॥ ૭ ॥ આઠમે આઠ મદને ટાળીરે, અષ્ટ પ્રવચન માતને પાળીરે, દીએ કઠીન કરમને ગાળી. ॥ વાલ્હા. ॥ ૮ ॥ નોમે નવવિધ બ્રહ્મચારીરે, નારીનેનાગણી નિરધારીરે, ભારંડપરે ઉગ્ર વિહારી. ॥ વાલ્હા. ॥ ૯ ॥ દશમે દશવિધ યતિ ધર્મરે; પાળીને ટાળે સવી કર્મરે, જેહથી પામે શીવશર્મ. ॥ વાલ્હા. ॥ ૧૦ ॥ એકાદશીએઅંગ અગીયારરે, પઠન પાઠન કરે જયકારરે, જેથી થાય સફલ અવતાર. ॥ વાલ્હા. ॥ ૧૧ ॥ બારસે તપ બાર પ્રકારરે, કરેનધરે રોષ લગારરે, ગુરૂના ગુણ અપરંપાર. ॥ વાલ્હા. ॥ ૧૨ ॥ તેરસેતેરકાઠીયાવારેરે ધર્મધ્યાન હૃદયમાં ધારેરે, ફરકાવે ધર્મ ધજા સારે.

॥ વાલ્હા. ॥ ૧૩ ॥ ચૌદસે ગુણ ઠાણા ચઉદરે, શીખવેથી ટલે કુદાકદરે, એવા ઉપદેશ દીએ ગુરૂ ખુદ. ॥ વાલ્હા. ॥ ॥ ૧૪ ॥ પુનમ દીન પૂર્ણ પ્રતાપીરે, કીર્તિ જેની દશદીશે વ્યાપીરે, ગુરૂજ્ઞાનને કાણ શકે માપી. ॥ વાલ્હા. ॥ ૧૫ ॥ ગુરૂ હંસવિજય કવિરાયરે, તીથિપન્નર તાસપસાયરે, કર્પૂર ઇણીપરે ગાય. ॥ વાલ્હા. ॥ ૧૬ ॥



## ॥ ૩૫ ॥ બાર માસ નામ ગર્ભિત સદ્ગુરૂની ગહુંલી.

ઓધવજી સંદેશા કહેજો શ્યામને—એ દેશી.

સફલ દિવસ થયો આજ હમારો માનીયે
નયણે નિરખ્યા ગુણવંતા ગુરૂરાયજો
શાંતસુધારસ પાન થકી ભવભય હરે
ગુરૂ ગુણ દરીયા ક્ષોભથી નવી છલકાયજો.—સફલ. ॥૧॥

### આંકણી.

ચોમાસું પૂરણ કર્યું પૂરણ પ્રીતથી
કાર્તિક માસે કરૂણાના ભંડારજો
માગશરે માયા મમતા મનથી પરિહરી
વિચરંતા નોધારાના આધારજો. સફલ. ॥ ૨ ॥
પોષ માસે ગુરૂ પુષ્ટી ધર્મ તણી કરે
નધરે રોષ કદાપિ ચિત્તમાં લગારજો

મહામાસે મનમર્કટ મજબુત જ્ઞાનની
દોરીથી બાંધે જનહિતકારજો. સફલ. ॥ ૩ ॥
ફાગણે ફેરા જનમ મરણના ટાળવા
છોડે સઘળી દુનીઆંની જંજાલજો
ચૈત્રે ચરણ કરણ સીતરીને પાળતા
શુદ્ધ સંયમ સાધે છે દિન દયાલજો. સફલ. ॥ ૪ ॥
વૈશાખે વિનાશ કરે કર્મ ભૂપનો
શીલ બક્તરથી સજ્જ થઈ વડવીરજો
જેઠે જયણા પૂર્વકપાળે જોગને
ભોગ તજીને ધારે સમાધી ધીરજો. સફલ. ॥ ૫ ॥
આષાઢે આનંદિત કરતા સંઘને
ચોમાસું રહિને કરતા વ્યાખ્યાનજો
શ્રાવણ માસે સમતાના સાગર ગુરૂ
આપે શ્રોતાજનને અભીનવ જ્ઞાનજો. સફલ. ॥ ૬ ॥
ભાદરવે ભ્રમજાલ ટાળે મિથ્યાતની
ધરમ પમાડે દુર્ગતિના હણનારજો
આસોએ આશા પૂરે ભવિ જીવની
પ્રબલ કામ કટકના ચૂરણ હારજો. સફલ. ॥ ૭ ॥
એ રીતે ગુણ ગાવે બારે માસમાં
પામે આતમ લક્ષ્મી તે નરનારજો
પ્રૌઢ પ્રતાપી હંસવિજય કવિરાયનો
કહે કર્પૂર એમ ઊતરીયે ભવપારજો. સફલ. ॥ ૮ ॥

સમાપ્ત.

## ॥ ૩૬ ॥ પંચ પરમેષ્ઠી ગુણ ગાયન. (ગહુંલી.)

પાવા તે ગઢથી ઉતર્યા મહાકાલીરે–એ દેશી.

પંચપરમેષ્ઠીને વંદીએ સુણ બેહેનીરે,
કાંઇ વંદતાં વંછિત થાય સુંદર બેહેનીરે;
પંચ પરમેષ્ઠીને.–આંકણી.—
અઢાર દૂષણ રહિત છે સુણ બેહેનીરે
કાંઇ ધારકજિન ગુણ બાર સુંદર બેહેનીરે—"
ચોત્રીસ અતિસય શોભતા સુણ બેહેનીરે
કાંઇ અરિહંત પદના ધાર સુંદર બેહેનીરે. પંચ. ॥ ૧ ॥
નિજ સ્વરૂપ માંહે રમે સુણ બેહેનીરે
કાંઈ કરી કરમ ચકચૂર સુંદર બેહેનીરે—"
આઠ ગુણ ધારી કરી સુણ બેહેનીરે
કાંઈ પહોંચ્યા સિદ્ધ શીવપૂર સુંદર બેહેનીરે. પંચ. ॥ ૨ ॥
છત્રીસ ગુણે સુરિ શોભતા સુણ બેહેનીરે
કાંઈ સુવિહિત ગચ્છના ધાર સુંદર બેહેનીરે
ભાવ ધરી નમીએ સદા સુણ બેહેનીરે
કાંઈ ત્રીજે પદ ધરી પ્યાર સુંદર બેહેનીરે. પંચ ॥ ૩ ॥
સુરિ નહિં પણ સુરિ સમા સુણ બેહેનીરે
કાંઈ ગણચિંતક હિતકાર સુંદર બેહેનીરે
વાદિ ગજગણ કેશરી સુણ બેહેનીરે
કાંઈ પચવીસ ગુણભંડાર સુંદર બેહેનીરે. પંચ. ॥ ૪ ॥

ઊપમા સોલે અલંકર્યા સુણુ બેહેનીરે
કાંઈ ચોથે પદ ઊવઝાય સુંદર બેહેનીરે
પંચમહાવ્રત ધારતા સુણુ બેહેનીરે
કાંઈ પંચ પ્રમાદ હટાય સુંદર બેહેનીરે. પંચ. ॥ ૫ ॥
ધર્મ શુકલ ધ્યાનજ ધરે સુણુ બેહેનીરે
કાંઈ પ્રવચન માતા પાલ સુંદર બેહેનીરે
નવ બ્રહ્મવ્રત વાટિકા સુણુ બેહેનીરે
કાંઇ મુનિવર પાલે દયાલ સુંદર બેહેનીરે. પંચ. ॥ ૬ ॥
પંચમપદે બીરાજતા સુણુ બેહેનીરે
કાંઈ લેતા શુદ્ધ આહાર સુંદર બેહેનીરે
વિચરંતા અવનીતળે સુણુ બેહેનીરે
કાંઈ કરૂણાના કોઠાર સુંદર બેહેનીરે. પંચ ॥ ૭ ॥
સતાવીસ ગુણે શોભતા સુણુ બેહેનીરે
કાંઈ ધનધન તસ અવતાર સુંદર બેહેનીરે
સર્વ મંગલમાં પ્રથમ છે સુણુ બેહેનીરે
કાંઈ જપીએ નિત્ય નવકાર સુંદર બેહેનીરે. પંચ. ॥ ૮ ॥
એકસો આઠ ગુણ એ રીતે સુણુ બેહેનીરે
કાંઈ પંચ પરમેષ્ટીના થાય સુંદર બેહેનીરે
તેથી મણુકા માળાના સુણુ બેહેનીરે
એકસો ને આઠ ગણાય સુંદર બેહેનીરે. પંચ. ॥ ૯ ॥
આતમલક્ષ્મી સંપદા સુણુ બેહેનીરે
કાંઈ ધર્મ દોલત દાતાર સુંદર બેહેનીરે

હંસવિજય મુનિરાયનો સુણ બેહેનીરે
કાંઈ કર્પૂર કરે નમસ્કાર સુંદર બેહેનીરે. પંચ. ॥ ૧૦ ॥
સમાપ્ત.

## ॥૩૭॥ શ્રી અગીયાર ગણધર મહારાજની ગહુંલી.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે—એ દેશી.

અગીયાર ગણધર વંદો હે ગુણીજનો અગીયાર ગણધર વંદો, ભવભવ પાપ નિકંદો હે ગુણીજનો અગીયાર ગણધર વંદો—આંકણી. ॥ પ્રાતઃ સમયે નિત્ય નામ જપીએ, દુઃખ દોહગ સહુ જાવે, વીરપ્રભુનાઅગીયારગણધર, અનુક્રમે ઈણીપરે થાવે, । હે ગુણીજનો ॥૧॥ પ્રથમ ગાૈતમ ગુરૂને સમરીજે, વાંછિત ફલ દાતાર, અનેક લબ્ધિઓથી ભરપૂર, ગુણ ગણના આગાર. । હેગુણીજનો. ॥૨॥ બીજા અગ્નિભૂતિ વાયુભૂતિ ત્રીજા, ચોથા વ્યક્ત ઉદાર, પાંચમા ગણપતિ સુધર્મા સ્વામી; નમીએ વાર હજાર; । હે ગુણીજનો. ॥૩॥ મંડિત છઠ્ઠા સાતમાં મૌર્યપુત્ર, ગણધર ગુણના ધામ, અકંપિત આઠમાને નવમા, અચળ ભ્રાતા નામ. । હેગુણીજનો. ॥૪॥ નમો મેતારજ ગણધર દશમા, અગીયારમા છે પ્રભાસ, એ સર્વે ગુણીયલ ગણધરને, વંદીએ ધરી ઉલ્લાસ. । હે ગુણીજનો. ॥૫॥ ત્રિપદી પ્રભુ પાસેથી લેઇને, રચના સુત્રની કરતા, દ્વાદશ અંગ ગુંથીને પોતે; આણુ પ્રભુની

અનુસરતા, ॥હે ગુણીજનો. ॥૬॥ કેવળ જ્ઞાન પામીને અનશન, વૈભારગિરિપર પાલી, આતમલક્ષ્મીસંપદા પામી, મોક્ષે ગયા ભાગ્યશાળી. ।હે ગુણીજનો. ॥૭॥ વીરપ્રભુના પટધર ગણધર; સુધર્માસ્વામી સુખકારી; હંસવિજય કવિરાયનો કર્પૂર, કરે વંદન વારંવારી. । હે ગુણીજનો. ॥ ૮ ॥

## ॥ ૩૮ ॥ શ્રી ગૌતમસ્વામીની ગહુંલી.

પ્રથમ જિનેશ્વર મરૂદેવી નંદા—એ દેશી.

ગૌતમસ્વામી અંતરજામી, નામી શીવપદગામીરે ગુરૂ ગૌતમ વંદો—એ આંકણી. ॥જંબુદ્વીપના ભરતમાં આયા, મગધ દેશ વખણાયારે. । ગુરૂ. ॥૧॥ સુંદર ગુબ્બર ગામમાં સારા, હુવા ગૌતમ અવતારારે. । ગુરૂ, ॥૨॥ શ્રી ઇંદ્રભૂતિ વસુભૂતિ નંદા, ઉડુગણમાં જેમ ચંદારે. । ગુરૂ. ॥૩॥ માતા પૃથ્વી કુક્ષીથી જાયા, જેમ છીપથી મોતી પાયારે. । ગુરૂ. ॥૪॥ પાંચસેં છાત્રોને તેહ ભણાવે, સંશય જીવનો થાવેરે. ।ગુરૂ. ॥૫॥ વીર પ્રભુ પાસે શંકા નિવારી, હુવા પ્રથમ ગણધારીરે. ।ગુરૂ. ॥૬॥ ત્રિપદી પામી પ્રભુ પાય નામી, આગમરચે નહીં ખામીરે. ।ગુરૂ. ॥૭॥ લબ્ધિબલે અષ્ટાપદ ચઢીયા, તાપસ પંદરસે મળીયારે. । ગુરૂ. ॥૮॥ પ્રતિબોધિ સાથે સંચરીયા, કેવળ લક્ષ્મી તે વરીયારે. ।ગુરૂ. ॥૯॥ વીર પ્રભુ

જ્યારે મોક્ષ સાધાયા, રાગથી ગૌતમ દુભાયારે. । ગુરૂ. ॥ ॥૧૦॥ વીર વીર કરતાં વીતરાગી, થયા ગૌતમ સૌભાગીરે. । ગુરૂ. ॥૧૧॥ કેવલજ્ઞાની થયાશીવગામી, આતમલક્ષ્મી પામીરે. । ગુરૂ. ॥૧૨॥ પ્રાતઃ ઉઠી નિત્ય નામસમરીએ, સુખ સંપદા શુભ વરીએરે. । ગુરૂ. ॥૧૩॥ શ્રાવિકામળી ગુણાવલીગાવે, સ્વસ્તિકકરેશુભ ભાવેરે. । ગુરૂ. ॥ ॥ ૧૪ ॥ કર્પૂર હંસ ગુરૂના પસાયે નમે ઇંદ્રભૂતિના પાયેરે, । ગુરૂ. ॥૧૫॥.

## ॥૩૯॥ શ્રી સુધર્માસ્વામી ગણધરની ગહુંલી.

સોના રૂપાના સોગટે, સૈયાં ખેલત બાજી—એ દેશી.

સુધર્માસ્વામી ગણેશના, ગુણ ગાઇએ પ્રીતે, ગુણ ગાઇને થાઇએ, પાવન શુભ રીતે. । સુધર્મા—આંકણી; ॥ આહાર તેવા ઓટકારને, આપણ અનુભવીએ, તેમ ગુણીયલ ગુણને ગ્રહી, આતમ ઘટ ઠવીએ, । સુધર્મા. ॥ ૧ ॥ પ્રથમ પટોધર જાણીએ, સુવિહિત મહારાયા, પાંચમામહાવીરસ્વામીના, ગણધર ગવાયા. । સુધર્મા. ॥ ૨ ॥ પાંચ મહાવ્રત પાલતા, છકાયના ત્રાતા, સાત ભય નિવારવા, નિષ્કારણ ભ્રાતા. । સુધર્મા. ॥ ૩ ॥ આઠ મદ નિવારીને, નવવિધ બ્રહ્મપાલે, વિષય વિકાર સંહારીને, હંસનીપરે ચાલે. । સુધર્મા. ॥૪॥ અમૃતસમ મીઠી વાણીથી, ભવિજીવને તારે, મોહ મમત

મનનાધરે, કર્મકલંકનિવારે. । સુધર્મા. ॥ ૫ ॥ ધન્ય એવા ગુરૂરાજને, જેણે ધર્મ દીપાયો, અજ્ઞાન તિમિર નસાડવા, જ્ઞાન દીવો જગાયો. । સુધર્મા. ॥ ૬ ॥ પૃથ્વીતળ પાવન કર્યું, વિચરીને પગલે, ચૌદરાજશીખરેગયા, મોક્ષમાંએકડગલે. । સુધર્મા. ॥ ૭ ॥ સાધુ સાધ્વી વર્ત્તમાનના, સહુ તેમના બાળ, પ્રાતઃ ઊઠી ગુણ ગાઇએ. ટળે ભવજંજાળ. । સુધર્મા. ॥ ૮ ॥ કચ્છ ભદ્રેશ્વર તીર્થમાં એ ગુરૂની મૂરતિ, હંસવિજય ગુરૂએ ઠવી, વંછિતને પૂરતિ. સુધર્મા. ॥ ૯ ॥ આત્મિક સંપદાને વળી, ધર્મ દોલત દાતા, હંસસમાગુરૂથીથજો, કર્પૂરકહેશાતા. । સુધર્મા. ॥ ૧૦ ॥

---

## ॥ ૪૦ ॥ શ્રી જંબુસ્વામીની ગહુંલી.

વાલાજીની વાટડી અમે જોતાંરે—એ દેશી.

---

રૂડા જંબુસ્વામીના ગુણ ગાઈએરે, ગુણગાઈનેનિરમલ થાઇએ,–રૂડા–આંકણી. ॥ માતા ધારણીના ગુરૂ જાયારે, પિતા રૂષભદત્ત કુલે આયારે, રાજકુંવરસમ રૂપપાયા. । રૂડા. ॥ ૧ ॥ રૂપે રંભા જેવી આઠ નારીરે માતાપિતા પરણાવે સારીરે, પણ સુતને સંજમ વધુ પ્યારી. । રૂડા. ॥ ૨ ॥ આઠ વહુને પ્રતિબોધ કરતારે, ત્યારે ચોર પાંચસો આવે ફરતારે, પ્રભવાજીને તે અનુસરતા, । રૂડા. ॥ ૩ ॥ બુઝવે

તેને જંબુકુમારરે, સાસુ સસરામાતાપિતાસારરે, સંયમ લેવા થયા તૈયાર. । રૂડા. ॥ ૪ ॥ પાંચસો સતાવીસ સંગેરે, સુધર્માસ્વામી પાસે રંગેરે, આવે ચારિત્ર લેવા ઉમંગે. ॥ ॥ રૂડા. ॥ ૫ ॥ સોનૈયા નવાણું ક્રોડીરે, હીરા મોતી માણેક ઋદ્ધિ છોડીરે, થયા સંયમી સંગને તોડી; । રૂડા, ॥ ૬ ॥ છદમસ્થે વીસ વર્ષ ગાળીરે, ચાર ઘાતિ કરમને ટાલીરે, વર્યા કેવલ લક્ષ્મી રૂપાળી; । રૂડા. ॥ ૭ ॥ વિચરીને દેશ વિદેશરે, ઉપદેશથી ટાળી કલેશરે, છેલા કેવલી થયા બહુ બેશ. । રૂડા. ॥ ૮ ॥ કેવળ પર્યાય વર્ષ ચુમ્માળીરે, સકલ કર્મ સમુહ પ્રજાળીરે, મોક્ષ ગામી થયા ભાગ્યશાળી । રૂડા. ॥ ૯ ॥ એંસી વરસનું સંપૂર્ણ આયુરે, સોળ વરસનું ઘરમાં વિતાયુંરે, સંયમમાં સાડનું ખપાયુ. । રૂડા. ॥૧૦॥ બીજા પટધર પ્રભુ મહાવીરનારે, ચોસઠ વર્ષે વીર ધીરનારે, ગયા મોક્ષે મટી ગતિ ફીરના. । રૂડા. ॥ ૧૧ ॥ આતમલક્ષ્મી સંપદ્‌ના દાતારે, શ્રીહંસવિજય ગુરૂ ત્રાતારે, કર્પૂર ગુરૂ ગુણ ગાતા. । રૂડા. ॥ ૧૨ ॥

## ॥ ૪૧ ॥ શ્રી વજ્રસ્વામી મહારાજની ગહુંલી.

સખા આવી દેવદિવાળીરે—એ દેશી.

સખી ગુરૂ વજ્રસ્વામીને વંદોરે, વંદીનેપાપનિકંદો—સખી આંકણી. ॥ ત્રણ વરસની વયમાં ઉદારરે, સુણી સાધવીયોના

ઉચ્ચારરે, ભણી ગયા અંગ અંગીયાર । સખી. ॥ ૧ ॥ રાજસભામાં નહિં ક્ષોભાણારે, માનીસુખડીથી નહિ લોભાણારે, ગુરૂનો ઓઘો લેઇ શોભાણા. । સખી. ॥ ૨ ॥ બાલવયમાં દીક્ષા લીધીરે, મીત્રદેવે પરિક્ષા કીધીરે, ગગનગામિની વિદ્યા દીધી. । સખી. ॥ ૩ ॥ કન્યા રૂકમણીએ હઠ લીધીરે, પરણું વજ્રને પ્રતિજ્ઞા કીધીરે, લઈ ક્રોડ સોનૈયા રીદ્ધી. ॥ સખી. ॥ ૪ ॥ તેનો પિતા કન્યાને લાવેરે, ગુરૂ પાસે લાવીને ઠાવેરે, કહેપરણોકન્યાને ભાવે. । સખી. ॥૫॥ પણ લોભાણા નહિં ગુરૂ લેશરે, રૂકમણીને દેઇ ઉપદેશરે, દીક્ષા આપી ટાળ્યો ભવ કલેશ. । સખી. ॥ ૬ ॥ પડયો બાર વરસનો દુકાળરે, મૂકયો સંઘને લેઈ જ્યાં સુકાળરે, થયા સાધર્મી સંઘ પ્રતિપાળ. । સખી. ॥ ૭ ॥ બૌધરાજા નિષેધ કરાવેરે, જીનપૂજા પુલથી ન થાવેરે, ગુરૂ ગગન મારગે પુલ લાવે. । સખી. ॥ ૮ ॥ તે દેખીને અચરિજ પામેરે, શ્રદ્ધા રાજાની જૈનમાં જામેરે । ધર્મધજા ફરકી ગામોગામે. । સખી. ॥૯॥ વીરથી પાંચસો ચાર વર્ષેરે, અણુસણ કરી સ્વર્ગને ફરસેરે, વજ્ર શાખા ચાલીતસ હર્ષે. । સખી. ॥ ૧૦ ॥ આતમલક્ષ્મી સંપદા દાયારે, ગુરૂ હંસવિજયકવિરાયારે, તસ કર્પૂરે ગુરૂ ગુણ ગાયા. । સખી. ॥ ૧૧ ॥

---

## ॥ ૪૨ ॥ શ્રી મનક મહામુનિની ગહુંલી.

રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ દેશી

સખી શ્રીમનકમુનિ ગુણુગાઈએરે; ગુણગાવાથીનિરમળ થાઇએ-સખીશ્રી—આંકણી. ॥ વીરપ્રભુના ચોથા પટધારીરે, સ્વયંભવસુરિ હિતકારીરે, તેમનાપુત્રમનક બ્રહ્મચારી. ॥ સખીશ્રી. ॥ ૧ ॥ બાલપણુમાંબાપનીપાસેરે, લીધોસંયમ મનના ઉલ્લાસેરે, તેજથી તારાસમ ભાસે. । સખીશ્રી. ॥ ૨ ॥ અલ્પ આયુષ્ય સૂરિએ જાણીરે, દશવૈકાલિક ગુણખાણીરે, રચ્યું સૂત્ર આગમસારતાણી ॥ સખીશ્રી. ॥ ૩ ॥ માસછમાં પૂરણ ભણી લીધુંરે, આળસ અંગથી દૂર કીધુંરે, સ્વર્ગેગમનઝટપટ કરી દીધું । સખીશ્રી. ॥૪॥ પુત્ર મરણથી દીલગીર થાવેરે, પણ હર્ષનાં આંસુડાં આવેરે, કારણ આરાધકનુંજણાવે. । સખીશ્રી. ॥ ૫ ॥ આતમલક્ષ્મી સંપદ્ દાયારે, ગુરૂ હંસવિજય કવિરાયારે, કર્પૂરે મનકમુનિ ગાયા. । સખીશ્રી. ॥૬॥

## ॥ ૪૩ ॥ શ્રી સ્થુલિભદ્ર મહારાજની ગહુંલી.

મનહી મેં વૈરાગી ભરતજી મનહી મેં વૈરાગી—એ દેશી.

સ્થુલિભદ્ર ભદ્રકારી હેભક્તજનો સ્થુલિભદ્ર ભદ્રકારી, બ્રહ્મચારી ચક્રચૂડામણિએ, વારવાર બલીહારી—હે. । આંકણી. ॥ લાછલદેવીના પુત્ર સુજાત, શકડાળમંત્રીનાનંદ, સંભૂતિવિજયના શિષ્યોમાં શોભે, જેમ તારામાં ચંદ. । હે. ॥૧॥

વીરપ્રભુના પટધર સાતમા, ચૌદપૂર્વી મહાજ્ઞાની, જખ્ખાદિ સાત બેનોના બંધવ, શ્રુત કેવલી ગુણખાણી. । હે. ॥ ૨ ॥ ત્રીસ વરસ ગૃહવાસે વસીને મંત્રિ મુદ્રાથી ખસીયા; ચોવનવયમાં સંયમ લઈને, શિવરમણીના થયા રસીયા. । હે, ॥ ॥ ૩ ॥ શંભુતિવિજયગુરૂની આણા લઈ, કોસ્યા વેશ્યાઆવાસે. આવે પ્રતિબોધવા તેણીને, કરવા ચોમાસુ ઉલ્લાસે. । હે. ॥ ૩ ॥ ગુરૂને આવતા દેખી કોસ્યા, પધારો કહી નમે પાય બાર વરસની પ્રીતિ પહેલાની. સંભારી અતિ હરખાય. । । હે. ॥ ૫ ॥ ષટરસભોજન વર્ષારૂતુ વળી; કામ ઉતેજક મકાન. રૂપથી રંભા કરતાં અધિકી. કોસ્યા વેશ્યા જુવાન. । હે. ॥ ૬ ॥ વિવિધ પ્રકારના આભુષણથી, સજી રૂડા શણગાર, હાવ ભાવ નાટકને કરતી; દેખાડે કામ વિકાર. । હે. ॥ ૭ ॥ તોપણ લેશમાત્ર નવિ ચળીયા, બળીયા શિલ સન્નાહે, કોસ્યાને પણ બુઝવી ગુરૂએ, શ્રાવિકા કીધી ઉચ્છાહે. । હે. ॥ ૮ ॥ મેશની કોટડીમાં પેસે પણ ડાઘ ન લાગે જેમ, પાણીથી કોઈ કોરો નિકળે, સ્થુલિભદ્રે કર્યું તેમ. ।હે. ।. ૯ ॥ કામ કટકનો પરાજય કરીને. જય કમલા મુનિવરતા, ગુરૂજી પણ દુષ્કર દુષ્કર કહી, સન્માનબહુતસ કરતા. । હે. ॥ ૧૦ ॥ યુગપ્રધાન સ્થુલીભદ્રજી આયુષ્ય; નવાણું વર્ષનું પાળી, વીર પછી બસો પંદર વરસે, સ્વર્ગે ગયા ભાગ્યશાળી. । હે. ॥ ૧૧ ॥ બ્રહ્મને પામી થયા તે નામી, ચોરાસી ચોવીસી આગામી, હંસ અને કર્પૂરપરે ઉજ્વલ, થઈએ એવા ગુરૂ પામી. । હે. ॥ ૧૨ ॥

## ॥૪૪॥ શ્રી દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણ મહારાજની ગહુંલી.

યાત્રા નવાણું કરીએ વિમલગિરિ યાત્રા—એ દેશી.



દેવર્દ્ધિગણિ ગુરૂ પ્યારા હો ગુણીજનો દેવર્દ્ધિગણિ ગુરૂ પ્યારા, નામ સમરતાં પાપ પલાયે ક્ષમાશ્રમણ પદધારા. હો આંકણી, ॥ શસિસમ નિર્મળ કાયા ગુરૂની; તરણિથી તેજ સવાયા, પ્રૌઢ પ્રતાપીને પુન્યશાળી ગુરૂ, જગજીવને સુખદાયા. હો. ॥ ૧ ॥ અમૃત સરીખી વાણી સુણીને, હરખે સકળ નરનારી, જંગમ તીર્થ જગગુરૂ શોભે, વાર વાર બલીહારી । હો, ॥ ૨ ॥ વિક્રમ સંવત પાંચસો દશમાં, થયા વાત નહિ છાની, એક હાથીપુરશાહીથી લખાય, તેવાપૂર્વના જ્ઞાની. । હો. ॥ ૩ ॥ પુસ્તક ક્રોડ લખાવ્યાંગુરૂએ, શહેર વલ્લભીપુરમાંહે, દુષમકાલમાં સંઘની ઉપર, કર્યો ઉપકાર ઉત્સાહે. । હો. ॥ ૪ ॥ એવા ગુરૂની મૂર્તિ મનોહર, *વલ્લભીપુર મઝાર, હંસવિજય ગુરૂના ઉપદેશથી, આવી છે સુખકાર. । હો ॥ ૫ ॥ પાર્શ્વનાથ પ્રભુના દેવલમાં, તે ગુરૂ મુર્ત્તિ સુહાવે, જે ભવિભાવ ધરીને સેવે, મનવાંછિત ફલ પાવે. । હો. ॥ ૬ ॥ આતમલક્ષ્મી સંપદાદાયક, ધર્મ દોલતના ભંડાર, હંસવિજય મહારાજ પસાયે, કર્પૂર વંદે વારંવાર. । હો. ॥ ૭ ॥

---

* વલ્લભીપુર હાલ વળા નામથી ઓળખાય છે.

## ॥૪૫॥ શ્રી ધનેશ્વરસુરીશ્વરની ગહુંલી.

પંચમી તપ તુમે કરોરે પ્રાણી—એ દેશી.



નમોરેનમોધનેશ્વર સૂરિવરને; ભાવધરી ભવિ પ્રાણીરે, પંચમ-કાલે પ્રગટયા પ્રતાપી, પુન્યશાળીમહાનાણીરે–નમો. ॥ ૧ ॥ સ્યાદવાદથી બૌધ્ધ લોકોનો, મદ ગાળીને હરાવીરે, વાદિ ધૂકદિવાકર ગુરૂએ, જૈન ધ્વજા ફરકાવીરે, । નમો. ॥ ૨ ॥ ભોગ સંજોગને રોગપરે તજી, નિસ્પૃહ થયા અણગારીરે, કવિ કુલ ભૂષણ દૂષણ વર્જિત, રાજગચ્છ શીરદારીરે, । નમો, ॥ ૩ ॥ સર્વાંગ યોગ નિપુણ યોગીશ્વર, અનેક લબ્ધિ ભંડારીરે વિદ્યા વિશારદ ધર્મ ધુરંધર, વાર વાર બલીહારીરે. । નમો. ॥ ૪ ॥ સોરઠ પતિ શીલાદિત્ય રાયના આગ્રહને ઉરધારીરે, વિક્રમ ચારસેં સિતોતેરમાં, વલ્લભીપુર મોઝારીરે. । નમો. ॥ ૫ ॥ શત્રુંજયમહાતમબનાવે, પદ્યબંધ મનોહારરે, શ્લોક દશ હજાર છે તેહના, સુણતાં હોય ભવ પારરે, । નમો. ॥૬॥ જૈન શૈલીના ગ્રંથો રચીને કીધો ઘણો ઉપકારરે, શીલાદિત્યરાયને પ્રતિબોધી, કરાવ્યો તિર્થ ઉધ્ધારરે, । નમો. ॥ ૭॥ શાસન રક્ષક થઈ શાસનના કરતાં કામો અપારરે, એવા ઉપકારી મહાત્માઓ; સૃષ્ટીના શણગારરે–। નમો, ॥ ૮ ॥ શુધ્ધ ચારિત્રથી જીવનગાળી, સૂરિસ્વર્ગે સધાવેરે, એવા શાસન વીર સમરતાં, પાપ પાતાળે જાવેરે, । નમો. ॥ ૯ ॥ હંસવિજય ગુરૂનાઉપદેશે,

સૂરિ મૂર્તિ પધરાવેરે, શ્રી સિદ્ધાચલ ગિરિવર ઉપર, માનુ દેહ ધરી આવેરે, ા નમો. ા ૧૦ ા આતમલક્ષ્મી સંપદા સ્વામી, ધર્મ -દોલત દાતારીરે, હંસવિજય મહારાયનો કર્પૂર કરે વંદના વારંવારીરે. ા નમો. ા ૧૧ ા

---

## ॥૪૬॥ શ્રી હેમચંદ્ર સુરીશ્વરજીની ગહુંલી.

ઢંઢણ રૂષિને વંદણા હું વારી—એ દેશી.

શ્રી હેમચંદ્રસૂરીશને નરનારા, કરીએ વંદન વારંવાર નરનારીરે; મિથ્યામત પન્નગ નસાડવા નરનારી, ગરૂડ સમાન નિરધારનરનારીરે. ા શ્રી ા ૧ ા ધંધુકા શહેરમાંહી જાણીએ નરનારી, મૌઢ જ્ઞાતિપ્રહંકાય નરનારીરે; શેઠ ચાંચીગના કુલમાં નરનારી, પાહિની ઉદરમાં આય નરનારીરે. ા શ્રી. ા ૨ ા સંવત અગીયારસેં ઉપરે નરનારી, પીસ્તાલીસેં જન્મ થાય નરનારીરે; રાજકુમારના રૂપથી નરનારી, અધિક રૂપસુહાય નરનારીરે. ા શ્રી. ા ૩ ા અગીયારસેંચોપનમાં નરનારી, દેવચંદ્રસૂરિપાસનરનારીરે; બાલુડો યોગી બની ગયો નરનારી, લીધી દિક્ષા ઉલ્લાસ નરનારીરે. ા શ્રી. ા ૪ ા તપજપ સંયમ સાધતાં નરનારી, થયા ગીતારથ ગંભીર નરનારીરે; વૈરાગ્ય રંગે રંગાઇયા નરનારી, મેરૂપરે થયા ધીર નરનારીરે. ા શ્રી. ા ૫ ા અગીયારસેં છાસઠમાં નરનારી, આચાર્યપદના ધાર નરનારીરે; છત્રીસ ગુણથી શોભતા નરનારી,

અજ્ઞાન તિમિર હરનાર નરનારીરે. ॥ શ્રી. ॥ ૬ ॥ શ્રી કલિકાલ સર્વજ્ઞનું નરનારી, કર્યુંબિરદ સ્વીકાર નરનારીરે; કુમારપાલ નરપાલને નરનારી, કર્યો શ્રાવક શીરદાર નરનારીરે. ॥ શ્રી. ॥ ૭ ॥ દયા પળાવી દેશ અઢારમાં નરનારી, ગુરૂ ઉપદેશ પસાય નરનારીરે; અનેક ગ્રંથ બનાવીયા નરનારી હિંદયુરોપવખણાયનરનારીરે. ॥ શ્રી. ॥ ૮ ॥ દેશ વિદેશમાં વિચર્યા નરનારી, કીધા ઉપકાર અપાર નરનારીરે, ગીર્પતિ પાર ન લહીશકેનરનારી, તો મુજ મતિનો શોભાર નરનારીરે. ॥ શ્રી. ॥ ૯ ॥ બારસેં ઓગણત્રીસમાં નરનારી, ગુરૂજી સ્વર્ગેસધાય નરનારીરે; ગુરૂ ઉપગાર સંભારતાં નરનારી, વિરહથીમનગભરાય નરનારી. ॥ શ્રી. ॥ ૧૦ ॥ શ્રી હંસવિજયગુરૂતણા નરનારી, ઉપદેશથીમનોહારનરનારી,રે શેઠ વીરચંદ દીપચંદની નરનારી, ડાહી શેઠાણી ધરી પ્યાર નરનારીરે. ॥ શ્રી. ॥ ૧૧ ॥ મૂર્તિ કરાવી મનોહરૂ નરનારી, શોભે છે અપરંપાર નરનારીરે; ધુંધુકા નગરમાં દીપતી નરનારી, માનું લીધો અવતાર નરનારીરે, ॥ શ્રી. ॥ ૧૨ ॥ ઓગણીસેં છાસઠમાં નરનારી, શ્રી ધંધુકામાં જાય નરનારીરે; હંસવિજય કવિરાયનો નરનારી, કર્પૂરવંદેતસપાય નરનારી. ॥ શ્રી. ॥ ૧૩ ॥



## ॥ ૪૭ ॥ શ્રી વિજયહીર સુરીશ્વરજીની ગહુંલી

સહિયર સુણીએરે, ભગવતી સૂત્રની વાણી—એ દેશી.

ભવિજન સેવોરે, હીરવિજય સૂરિરાયા; તપગચ્છ રથનારે, ધોરીસમ મુનિરાયા, । ભવિ—આંકણી. ॥ સંવત પંદરસો ત્રાસીના, માગસર શુદિની નોમે; પાલણપુરમાંજન્મ્યા જેમ રવિ, ઉદયાચળ શુભ ઠામે. । ભવિ. ॥ ૧ ॥ માતાનાથીદેવીના જાયા, કુંરાશા કુલ આયા; અદ્ભુત સુંદર રૂપ સુહંકર, હીરજી નામ ધરાયા. । ભવિ. ॥ ૨ ॥ પાટણમાં તેર વરસની ઉમરે, વિજયદાનસૂરિ પાસે, પન્નરસેં છન્નુની સાલમાં, લીધી દિક્ષા ઉલ્લાસે. । ભવિ. ॥ ૩ ॥ સ્વપરમતનાં શાસ્ત્ર ભણીને બન્યા ગુરૂ મહાજ્ઞાની, વૈરાગી હતા બાલપણેથી, ત્યાગી દુનીયાદિવાની. । ભવિ. ॥ ૪ ॥ સાલસેં સાતમાં નારદપુરીએ, થયા પંડિત પદધારી સોલસેંઆઠે તેહ નગરીમાં, વાચકપદવીસ્વીકારી, । ભવિ. ॥ ૫ ॥ શાસનરક્ષક જાણી તેમને, શીરોહી શહેર મઝાર, આચાર્યપદ આપે ગુરૂજી, સંઘમાં થયા જયકાર. । ભવિ. ॥ ૬ ॥ ચંદ્ર થકીઅધિકીશીતળતા, તરણિથી તેજ સવાયા, ગંભીરતા સાગરથી અધીકી, જગજીવને સુખદાયા. । ભવિ, ॥ ૭ ॥ અકબરશાહને એહ સૂરિએ, ઉપદેશ સત્ય સંભળાવી, પ્રાણી ઉપર કૃપાવાન કરી તસ, જીવદયાને પળાવી. । ભવિ. ॥૮॥ સોનામહોરનો થાલ ભર્યો પણ, દેખ્યા નિરિ

-દગુરૂનો ઇલ્કાબ આપ્યો, કરી ઘણું સન્માન. । ભવિ. ॥ ॥ ૯ ॥ અનેક દેશોમાં વિચરી ગુરૂએ, કર્યા ઉપકારઅપાર, સોલસેંબાવનમાં સ્વર્ગે ગયા, ઉના ગામે અણુગાર. । ભવિ. ॥ ૧૦ ॥ એવા ઉપકારી સૂરિવરકેરી, મૂર્ત્તિઅતિ મનોહારી હંસવિજય મહારાજ સ્થપાવે, પાલણપુર મઝારી. । ભવિ. ॥ ૧૧ ॥ આતમલક્ષ્મી સંપદા સ્વામી, ધર્મદોલત દાતારી, એગુરૂનેકર્પૂરકરજોડી, વંદનકરેવારંવારી. ॥ ભવિ. ॥ ૧૨ ॥

---

## ॥ ૪૮ ॥ શ્રીમદ જસવિજયજી ઉપાધ્યાય મહારાજની ગહુંલી.

માજી તું પાવાની પટરાણી કે કાળી કાળકારે લોલ—એ દેશી.

સહિયરયશોવિજયમહારાજતણાગુણગાઈએરેલોલ, ગુ-ણીના ગુણ ગાવાથી આપણે ગુણીયલ થાઈએરે લોલ. । ન્યાંય વિશારદ વૈયાકરણિ તાર્કિક શિરોમણિરે લોલ. । મહોપાધ્યાય ષટશાસ્ત્રના વેત્તા થયા તે ભણી ગણીરે લોલ. । ॥ ૧ ॥ બાર વરસ કાશીમાંરહીને; વિદ્યાશીખીયારે લોલ, વિદ્યા ભણાવણહાર બ્રાહ્મણે, પ્રાજ્ઞતસપેખીયારેલોલ. । મોટી મોટી સભાઓ ભરીને, જયકમલાવર્યારે લોલ, એકસો-દશગ્રંથોનેબનાવ્યા, તત્વોથીભર્યારે લોલ. ॥ ૨ ॥ ન્યાય દિવાકર ગુરૂને સુંદર, વરવાચકતણીરે લોલ, પદવી દીધી સંઘે મળીને, યશોવિજયગણીરે લોલ, । સુક્ષમપણે સમ-

જાવતા ગુરૂજી, દ્રવ્યગુણપર્યવારે લોલ, તેમના બનાવેલા-રાસોને ગ્રંથો છે નવારેલોલ. ॥ ૩ ॥ ઢુંઢકમત અને શીથીલ-આચારને દૂર કરવા ભણીરે લોલ. । ક્રિયા ઉદ્ધાર કર્યો આજ્ઞાથી, સૂરિવિજયસિંહતણીરે લોલ, । જસવાણીબંસીથી-અન્યબંસી ચુકયા ભાનનેરે લોલ, ગુરૂના ચરણમાં નમન કરે, મુકી નિજ માનનેરે લોલ. ॥ ૪ ॥ દેશ વિદેશમાં વિચરી ધર્મ ધ્વજા ફરકાવનારે લોલ, ભવ્યજીવોને મોક્ષનિસરણી, જ્ઞાની બતાવતારે લોલ । વ્યાખ્યાનવાણી સુણાવી ગુરૂએ, તાર્યા બહુજનોરે લોલ, વાર્યાં માર્ગાંતરથી સુમાર્ગે, ભવ્ય જન જીવનોરે લોલ. ॥ ૫ ॥ ગુરૂએ કાલ કર્યો દરભાવ-તીનગરીનીમાંહીરે લોલ, લોઢન પાર્શ્વનાથ તિર્થાદિ, આઠ દેવલતાંહીરે લોલ, । ગુરૂની ચરણ પાદુકા સોહે, બાહાર ઉદ્યાનમાંરે લોલ, દર્શન કરતાં પાપ પલાયજેમગુણગા-નમાંરે લોલ. ॥ ૬ ॥ ગુરૂની ચરણ પાદુકા કેરા, દર્શન કારણેરે લોલ, આવે ડભોઇમાં થોકેથોક લોક દુઃખ વારણેરે લોલ. । મેં પણ પંદર મુનિજન સાથે ચોમાસું ત્યાં કર્યુંરે લોલ, દેવગુરૂના દર્શનથી કારજ મારૂં સર્યુંરે લોલ ॥ ૭ ॥ ઓગણીસેં અગન્યોતેર કાર્ત્તિક પુનમદિન પ્રીતેરે લોલ. સંઘ સાથે પાદુકાનાં દર્શન કર્યાં મેં શુભ રીતેરે લોલ, । મનથી ધ્યાન વચનથી સ્તુતિએ કાયાથીશીષ નમાવુંરે લોલ, । હંસ-વિજયકવિશયનો કર્પૂર, કહે ગુરૂ ગુણ ગાવુંરે લોલ. ॥૮॥

---

## ॥ ૪૯ ॥ શ્રી વિજયાનંદસૂરીશ્વરજીની ગહુંલી.

સજની મોરી પાસ જીનેશ્વર પૂજોરે—દેશી.

સજની મોરી વિજયાનંદ સૂરિરાયારે, સજની મોરી નમીએ નિત્ય નિત્ય પાયારે; સજની મોરી પ્રસિદ્ધ આતમારામરે, સજની મોરી ગુરૂકરૂણાનાધામરે. સજની. ॥ ૧ ॥
સજની મોરી ઢુંઢક પંથને ટાળીરે, સજની મોરી સંવેગ પંથ સાંભળીરે; સજની મોરી લીધી દીક્ષા મનોહારીરે, સજની મોરી થયા જ્ઞાન ભંડારીરે । સજની. ॥ ૨ ॥
સજની મોરી વૈરાગી ત્યાગી સોભાગીરે સજની મોરી સંયમ રમણીના રાગીરે; સજની મોરી જંગમ તીર્થ જ્ઞાની ધ્યાનીરે, સજની મોરી નહિ ક્રોધી નહિ માનીરે. । સજની ॥ ૩ ॥
સજની મોરી વાદિઘૂક દિવાકરૂરે, સજની મોરી વાંચ્છા પૂરક સૂરતરૂરે; સજની મોરી સૂરિપદ પાલીતાણે લીધુંરે, સજની મોરી સકળસંઘે મળીદીધુંરે. । સજની. ॥ ૪ ॥
સજની મોરી મિથ્યાત્વનું બીજ બાળ્યુંરે, સજની મોરી જૈન શાસન અજવાળ્યુંરે; સજની મોરી જ્ઞાન ધ્યાનમાંરે શૂરારે, સજની મોરી નિશ્ચય વ્યવહારે પૂરારે. । સજની. ॥ ૫ ॥
સજની મોરી આતમલક્ષ્મીના નાયકરે, સજની મોરી ધર્મ દોલતના દાયકરે; સજની મોરા હંસવિજય કવિરાયરે, સજના મોરી તસકર્પૂર ગુણ ગાયરે. । સજની. ॥ ૬ ॥

## ॥ ૫૦ ॥ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વર ઊર્ફે શ્રી આત્મા રામજી મહારાજનુ જીવન વૃત્તાન્ત ઢાલ પહેલી.

માંજો માંજો માંજો અડશોમાંજો—એદેશી,

વંદો વંદો વંદો ભવિજન વંદો સૂરિવિજયાનંદ મહારાય, ભવિ; જેહ આત્મારામજી કહેવાય ભવિ. ગુરૂ વંદનથી સુખ થાય ભવિજન. આંકણી.

પંજાબ દેશમાં લહેરા ગામે, ક્ષત્રીય ગણેશચંદ; તસકુલકમલવિબોધનહારા, માતારૂપાદેવીનંદ. ॥ ભવિ. ॥ ૧ ॥
સંવત અઢારસેં ત્રાણુંના, ચૈત્રી એકમઉજવાલી; શુભ લગ્ન શુભ વેલાયે જન્મ્યા, પ્રૌઢ પ્રતાપી પુન્યશાલી. ॥ભવિ. ॥૨॥
ઓગણીસેં દશ મગશર માસે, જીવણરામજીપાસે; ઢુંઢક પંથની દીક્ષા લીધી, ભાવધરીને ઉલ્લાસે. ॥ ભવિ. ॥ ૩ ॥
ન્યાય વ્યાકરણ ભણીને સૂત્રની, ટીકા જોવા રઢ લાગી; કલ્પિત ઢુંઢક પંથને છોડી, આવ્યા ગુજરાત સૌભાગી. ॥ ભવિ. ॥૪॥
શ્રીગુરૂ બુદ્ધિવિજયજી પાસે, ઓગણીસેં બત્રીસ વર્ષે; શ્રીવિસનચંદજી સાથ અમદાવાદ; ફરી સંયમ લીધો હર્ષે. ॥ ભવિ. ॥ ૫ ॥ સંજમ સત્તર પ્રકારે પાળે, દયા તણા ભંડાર। ષટ્ દર્શનના થયા ગુરૂજ્ઞાતા, અપૂર્વ જ્ઞાન દાતાર. ॥ ભવિ. ॥ ૬ ॥
ઢુંઢક જીવ ઘણા પ્રતિબોધ્યા, સંભળાવીવ્યાખ્યાન । જીન પ્રતિમા પૂજાદિ સનાતન, કર્યા શ્રદ્ધાવાન. ॥ ભવિ. ॥ ૭ ॥

યૂરોપ અને અમેરીકાદિકમાં, ધર્મ મહિમા ફેલાવ્યો, । વીરચંદ ગાંધી દ્વારાએ તિહાં, કીર્તિ સ્થંભ ચઢાવ્યો ॥ ભવિ. ॥૮॥ ધમ ધુરંધર જાણી સંઘે, પાલીતાણા મોઝાર, । ઓગણીસેં તેંતાલીસમાં સૂરિ, પદ આપ્યું મનોહાર. ॥ ભવિ. ॥ ૯ ॥ ન્યાયાંભોનિધિ બિરૂદના ધારી, વિજયાનંદ સૂરિશયા, શાસન રક્ષક તપગચ્છ ધોરી, આત્મારામ સુખદાયા. ॥ ભવિ. ॥૧૦॥ અદ્ભુત સુંદર રૂપ સુહંકર, મુખપર લસન નિશાન; પંચમ આરે દુષમકાલે, યુગપરધાનસમાન. ॥ ભવિ. ॥ ૧૧ ॥ અનેક નવિન બનાવી ગ્રંથો, કીધોઘણોઉપકાર; અનેક દેશમાં વિચરી યાત્રાથી, કર્યો સફલ અવતાર. ॥ ભવિ. ॥ ૧૨ ॥ પ્રહઃ ઉઠી નિત્ય નામ સમરતાં, પાપ પાતાળે જાવે । હંસવિજય ગુરૂ રાયનો કર્પૂર, કરજોડી શીષ નમાવે. ॥ ભવિ. ॥૧૩॥

સમાપ્ત.

## ॥ ૫૨ ॥ "સ્વર્ગવાસની ઢાલ બીજી"

જીરે મારે—એ દેશી—

જીરે મારે વિજયાનંદસૂરીંદ, કુમતિકૌશિક દિવાકરૂજીરેજી. જીરે મારે પ્રસિદ્ધ આતમારામ, ભવિક જીવોના સુરતરૂ જીરેજી. ॥ ૧ ॥ જીરે મારે તૃષ્ણા તરૂણી કરી દૂર, વિરતી પટરાણીનેવરેજીરેજી. જીરેમારે સુવશાંસંવેગકુમાર, વિવેકમંત્રીને અનુસરેજીરેજી. ॥ ૨ ॥ જીરે મારેસંવર-

દીવાન બહાદુર, આર્જવહસ્તીજાણીએજીરેજી, જીરે મારે શીલાંગરથ મનોહાર, વિનય ઘોડા પિછાણીએજીરેજી; ॥૩॥ જીરે મારે શમદમ સુભટ પરિવાર, સાથ લઈનેસંચર્યા જીરેજી. જીરે મારે જૈન જોદ્ધાને જોઈ, મોહરાય અતિશે ડર્યા જીરેજી. ॥૪॥ જીરે મારે ક્ષમા ખડગથી ક્રોધ, માર્દવથી માનને હણેજીરેજી; જીરે મારે આર્જવકોંશથી તેહ, માયા વિષવેલીખણે જીરેજી. ॥૫॥ જીરે મારે સંતોષ વહાણે સુજાણ, લોભસાગર પાર ઉતરેજીરેજી; જીરે મારે સિદ્ધાચલ ગીરનાર, આબુતણી યાત્રા કરેજીરેજી. ॥૬॥ જીરેમારે વિચરંતા દેશવિદેશ, ગુજરાનવાલે આવીયાજીરેજી; જીરે મારે અર્હનપદ ઉચ્ચાર, મુખ અગ્રે ગુરૂ લાવીયાજીરેજી. ॥ ૭ ॥ જીરે મારે ઓગણીસેત્રેપનસાલ, જેઠશુદ આઠમદિનેજીરેજી, જીરે મારે સ્વર્ગગમન ઉજવાય, વિરહવ્યથા થાય દેખીને જીરેજી. ॥૮॥ જીરેમારે હંસગુરૂના પસાય, સૂરિમૂર્તિથી મન ઠરેજીરેજી; જીરેમારે માંડવઘઢની માંહે, કર્પૂરજાઇ નમસ્કાર કરેજીરેજી. ॥૯॥

## ૫૫ શ્રીમદ્ લક્ષ્મીવિજયજી મહારાજની ગહુંલી.

મનમેંહી વૈરાગી ભરતજી મનમેંહી વૈરાગી — એ દેશી.

લક્ષ્મીવિજયગુરૂ વંદો, હે ભકતજનોલક્ષ્મીવિજય ગુરૂ વંદો,
વંદીને પાપ નિકંદો, હે ભકતજનો લક્ષ્મીવિજય ગુરૂ વંદો.

। ટેક. ॥ મરૂદેશમા મેડતા શહેરમાં પુષ્કર બ્રાહ્મણ જાતિ, વકતાવરસિંહજી વસે તિહાં, શુણ ગણની તસ ખ્યાતિ. । । હે. ॥ ૧ ॥ તસપત્નીપ્રીતિનું પાત્ર છે, પુલાંબાઈ જેનું નામ; તસ કુક્ષીએ ઉત્પન્ન હુવા, જગજીવના વિસરામ. । હે. ॥ ૨ ॥ શુભગ્રહશુભદીવસે જન્મ્યા, નામ આપ્યું વિશનચંદ; શુભ લક્ષણ યુતઅંગ મનોહર, દેખીને હોવે આનંદ. । હે. ॥ ૩ ॥ બાલપણામાં વિદ્યાભ્યાસ કરી, થયા રૂડા જ્ઞાનવાન; કુલ ધર્મમાં ખામી જાણી છે, દેખતાં વેદ પૂરાન. । હે. ॥ ૪ ॥ હીરાના ભ્રમે કાચ સમ કર્યો, ઢુંઢક પંથ સ્વીકાર; સંવત ઓગણીસેંને ચૌદમાં, થયા ઢુંઢક અણગાર. । હે. ॥ ૫ ॥ ભણ્યા સૂત્ર અને વ્યાકરણ ગ્રંથો, કાવ્ય કોષ અલંકાર; ઢુંઢક પંથને કુપંથ સમજી, કર્યો તાસ પરિહાર. । હે. ॥ ૬ ॥ ઓગણીસેં બત્રીસની સાલે, વિજયાનંદસૂરિ સાથે, રાજનગરમાં આવ્યા ગુરૂજી. ઘણા ઢુંઢીયા સંગાથે. । હે. ॥ ૭ ॥ બુદ્ધિવિજય મુનિરાજની પાસે, લીધો સંજમ ભાર; વિજયાનંદસુરીશ્વરના થયા, શિષ્ય પ્રથમ મનોહાર, । હે. ॥ ૮ ॥ દર્શન જ્ઞાન ચરણને સાધે, નિજ બલથી ગુરૂરાયા; સત્તર પ્રકારે સંજમ પાલે, પાંચ પ્રમાદ હટાયા, । હે, ॥ ૯ ॥ વિજયાનંદસૂરિની સાથે, વિચરી દેશ વિદેશ; હજારો ઢુંઢક ને શ્રાવક, કર્યા દેઈ ઉપદેશ. । હે. ॥ ૧૦ ॥ ગુરૂની અમૃતરસસમ વાણી, સુણી હરખે નરનારી; અનેક જીવને પ્રતિબોધ આપી, કર્યા સંજમ

અધિકારી. । હે. ॥ ૧૧ ॥ ઓગણીસેં ચાલીસ ચૈત્રના, વદિ એકમ દિન પાળી; શહેરમાં કાલ કર્યો ગુરૂજીએ, સ્વર્ગે ગયા ભાગ્યશાળી. । હે. ॥ ૧૨ ॥ શિષ્ય સંપદા અધિકા અધિકી, તેમની છે. જયકારી, દુષમકાલમાં એવા ગુરૂનો, વિરહ દુઃખ દીયે ભારી. । હે. ॥ ૧૩ ॥ શહેર વડોદરામાં આદિજિન, મંદિર ભવિ મન મોહે, તેજમંદીરમાં ચરણ પાદુકા, ગુરૂની મનોહર સોહે. । હે. ॥ ૧૪ ॥ આતમલક્ષ્મી સંપદા સ્વામી, ધર્મ દોલત દાતારી; હંસવિજય કવિરાયનો કર્પૂર, વંદન કરે વારંવારી. । હે. ॥ ૧૫ ॥

## ॥૫૩॥ શ્રીમાન્ લક્ષ્મીવિજય મહારાજની ગહુંલીબીજી.

સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો એ-દેશી.

સુણ સાહેલી લક્ષ્મીવિજય ગુરૂરાજતણા ગુણ ગાઇએ, ગુણ ગાવાથી પાપ પુંજક્ષય થાય એમ દીલ લાઇએ—આંકણી. ગુરૂ મરૂધર દેશ જન્મ પાયા, પુષ્કર બ્રાહ્મણ કુલમાં આયા; ભણ્યા વેદ પુરાણ ગુરૂરાયા. । સુણ. ॥ ૧ ॥ ગુરૂ બાલપણે દીક્ષા વરીયા, ઢુંઢક મતમાં શાસ્ત્રો ભણીયા; કલ્પિત મત જાણીને ફરીયા. । સુણ. ॥ ૨ ॥ વિજયાનંદસૂરિની સાથે; શુદ્ધ સંયમભાર ગ્રહ્યો માથે; તાર્યા ભવિ જીવને નિજ હાથે. । સુણ. ॥ ૩ ॥ ગુરૂ શાંત સુધારસના દરીયા,

શુદ્ધ જ્ઞાનાદિક ગુણે ભરીયા; જસ ઉપદેશથી ઢુંઢક તરીયા. । સુણ. ॥ ૪ ॥ ગુરૂ છકાયના રક્ષાકારી, મોહ મમતા મનમાંથી વારી; ગુરૂ ભવ્ય જનોને દે તારી. । સુણ. ॥૫॥ ગુરૂ નામથી આતમ સુખ પાવે, હંસ સમ ઉજ્વલ તેતો થાવે; ભવ ભવનાં દુઃખ દોહગ જાવે. । સુણ. ॥ ૬ ॥ ગુરૂ ધર્મ સંપદ દે સુખકારી, જસ શિષ્ય સંપદા મનોહારી; કર્પૂર નમે વારંવારી. । સુણ. ॥ ૭ ॥

## ॥૫૪॥ શ્રીલક્ષ્મીવિજયજી મહારાજની ગહુંલી ત્રીજી

## ( સ્તુતિ )

કવ્વાલી.

શ્રીગુરૂલક્ષ્મીમાહારાયા, વિષ્ણુચંદનામઅપરપાયા, વિજયઆનંદ શ્રીસૂરિ, થયા તસ્સ શિષ્યોમાં ધૂરિ. । શ્રી. ॥ ॥ ૧ ॥ જગતજનના છો હિતકારી, તાર્યાં અનેક નરનારી, જંગમ તીરથ જગજાણી, નમે તમને ભવિ પ્રાણી. । શ્રી. ॥ ॥ ૨ ॥ ધરૂ દિલ ધર્મકે નાયક, અપૂરવજ્ઞાનકે દાયક, દયા સબ જીવપર કરતા, પ્રમાદો પાંચ પરિહરતા. । શ્રી. ॥ ॥ ૩ ॥ સૂરીશ્વરને સહાયક થઈ, કર્યાં શુભ કાર્ય સાથમાં જઈ, રૂષી થઇ રીખને ત્યાગી, કુમતિ કુલટા ગઈ ભાગી. । ॥ ૪ ॥ તપ જપ સંયમે શૂરા, જ્ઞાનને ધ્યાનમાં પૂરા,

સમિતિ પાંચના ધારક, ગુરૂ મન્મથના ટારક. । શ્રી. ॥૫॥ લક્ષણુયુત અંગ મનોહારી, પ્રતાપે મૃગપતિ ભારી, ક્ષમા-સાગર સંયમ ધારી, શાંતશસીસમ છબી પ્યારી. । શ્રી. ॥૬॥ મિતભાષી આશ્રવ ત્યાગી, થયા શીવ વધુના રાગી, વિજય વાવટો ફરકાવ્યો, વાદિગજગણુ હરાવ્યો. । શ્રી. ॥ ૭ ॥ જનમ સફળ કર્યો આપે, ટાલી કુપંથ સુપંથ થાપે, યતિ શિરોમણિ સારા, વિજયલક્ષ્મી ગુરૂ પ્યારા. । શ્રી. ॥ ૮ ॥ જીવન દર્શનનું જોવા નૂર, આશા છે મુજને ભરપૂર, મધૂરી દેશના દેતા, મનુષ્યનાં મન હરી લેતા. । શ્રી. ॥ ૯ ॥ હાથ જોડી નમું હું આજ, સ્વર્ગવાસી ગુરૂમહારાજ, રાજ-કુમારના જેવા, ગણુચિંતક નહિં તેવા. । શ્રી. ॥ ૧૦ ॥ જય આત્મિક શુભ સંપત્, મલે ગુરૂથી ટળે વિપત, જીવન દર્શન વિના હંસબાલ, તરસે કર્પૂર કરો તુમ ખ્યાલ શ્રી. ॥ ૧૧ ॥

---

## ॥ ૫૫ ॥ શ્રીવિજયકમલસૂરીશ્વરની સ્તુતિ (ગહુંલી.)

સુંદર શામળીયા—એ દેશી,

---

વિજયકમલસૂરિ, નમન કરોભવિપ્રાણી, તપગચ્છકે ધૂરિ, આનંદ અંગમાંઆણી–વિજય–આંકણી. ॥ ષટ્ત્રિંશત્ ગુણથી સૂરિ સોહે, ભવિજનનાં તન મનને મોહે, આતમ

સ્વરૂપકે દાની. । વિજય૦ ॥ ૧ ॥ બ્રાહ્મણકુલમાંહી અવતરીયા, બાલપણામાં દીક્ષા વરીયા, શિવલક્ષ્મી ઉરઆની. । વિજય૦ ॥ ૨ ॥ તત્વાતત્વને દિલમાં દેખી, તત્વ લેતા અતત્વ ઉવેખી, હંસ જેમ ક્ષીરપાની. । વિજય૦ ॥ ૩ ॥ સૂરીશ્વર છે બાલ બ્રહ્મચારી, કામનીનો સંગ મૂલથી નિવારી, દોલત દીલ નહિ માની. । વિજય૦ ॥ ૪ ॥ વિચર્યા સૂરીશ્વરબહુદેશો, તાર્યાજીવો દઈઉપદેશો, ધર્મતણા એ નિધાની. । વિજય૦ ॥ ૫ ॥ સજરાજેશ્વરસમ ગુરૂકાંતિ, દેખતાં થાય દીલમાંહિ શાંતિ, કર્પૂરસમ ગુણ જ્ઞાની. । વિજય૦ ॥ ૬ ॥ પાટે પાટણમાં બિરાજ્યાજાનો, વિજયાનંદસૂરિ પટધર માનો, કહે દેશના ગુણખાની. । વિજય૦ ॥ ૭ ॥

## ॥ ૫૬ ॥ શ્રીમદ્ હંસવિજયજી મહારાજજીની
## ગહુંલી પહેલી ( સ્તુતિ )

કવ્વાલી.

શ્રી ગુરૂરાજનાં દર્શન, કરે મુજ દીલ હોય પરસન. । શ્રી—ટેક. ॥ ગુરૂ કરૂણારસ સાગર, ગુરૂ ગુણ ગણના આગર, રૂપ શશીસમ શીતલ સોહે, દેખી ભવિજન મનમોહે. । શ્રી. ॥ ૧ ॥ હંસસમ જૈન ખે છાજે, કીર્ત્તિ ચોદિશીમાં ગાજે, સદ્દગુરૂ રૂપમાં જેવા, રતિ પતિ છે નહિં તેવા. ।

શ્રી. ॥ ૨ ॥ વિજય આનંદ જે સુરિ, શિષ્ય લક્ષ્મીવિજય સૂરિ, જગત જનના છે હિતકારી, થયા તસ શિષ્ય જયકારી. । શ્રી. ॥ ૩ ॥ યતિ દશ ધર્મના ધોરી, માયા મમતાથી મન મોડી, જીતી વાદિગણ ભારી, વર્યા યશલક્ષ્મી મનોહારી. । શ્રી. ॥ ૪ ॥ માતાઅરૂતાતને ભ્રાતા, થકી અધિકા ગુરૂ ત્રાતા, હાથ જોડી નમાવું શીષ, પડી પાયે માગું આશીષ. । શ્રી. ॥ ૫ ॥ રાય અરૂ રંકસમ ગણુતા, રાગને રોષ નહિં ધરતા, જગજીવન કુલમાં ચંદા, માતા માણેકદેવી નંદા. । શ્રી. ॥ ૬ ॥ જીવન સફળું કરી આપ, ટાલી ભવ શોક સંતાપ, તરણુ તારણુ થયા આજ, પ્રપિતામહ ગુરૂરાજ. । શ્રી. ॥ ૭ ॥ સમતાધારી આનંદદાયક, આતમલક્ષ્મીતણા નાયક, કર્પૂર કહે પામીએ સંપત, ગુરૂ સેવાથી ટળે વિપત. । શ્રી. ॥ ૮ ॥



## ॥ ૫૭ ॥ શ્રીહંસવિજયજી મહારાજની ( સ્તુતિ ) ગહુંલી બીજી.

જાવો જાવો નેમિ પ્રિયા તોરી ગાત જાનીરે—એ દેશી.



હંસવિજય ગુરૂ પાયા, નમો ભવિ પ્રાણીરે–હંસવિજય–આંકણી. ॥ ધન્ય ધન્ય દિન આજ, પધાર્યા શ્રી ગુરૂરાજ, ગીતારથ મહાગંભીર, માની નહિં ધ્યાનીરે. । હંસવિજય. ।૧

॥ ૧ ॥ માણેકદેવીના નંદા, જગજીવન કુલે ચંદા, વીરક્ષેત્રે અવતારી, હુવા ગુરૂ જ્ઞાનીરે. । હંસવિજય. ॥ ૨ ॥ મુખ-કજ સુંદર સોહે, દેખી ભવિ ભ્રમર મોહે, લળી લળી પાયે પડે, નિજ હિત જાનીરે. । હંસવિજય. ॥ ૩ ॥ પંચમહા-વ્રતધારક, પંચહી પ્રમાદ ટારક, તજી જેણે દોલત, દુનિયા દિવાનીરે. । હંસવિજય. ॥ ૪ ॥ ધન્ય ધન્ય ગુરૂ હંસ, શોભાવ્યો ઉભયવંશ, નમન કરી કેઈ રાચે, સુણી ગુરૂ વાણીરે. । હંસવિજય. ॥ ૫ ॥ દક્ષીણ પૂરવ દેશ, પંજાબ મરૂ વિશેષ, માળવા મેવાડ કચ્છ, ફરી તાર્યા પ્રાણીરે. । હંસ-વિજય. ॥ ૬ ॥ આતમલક્ષ્મી નાયક, ધર્મરૂપી સંપત્દાયક, આદિજીન મંડલ વંદે, હર્ષ દીલેઆણીરે. । હંસવિજય. ॥ ૭ ॥ નમો ગુરૂ શુભ ભાવે, હાથ જોડીપાપ જાવે, કર્પૂર કહે ગુરૂ સેવા, પુન્યની નિશાનીરે. । હંસવિજય. ॥ ૮ ॥

---

## ॥૫૮॥ શ્રીમદ્ હંસવિજય મહારાજજીની
## ગહુંલી ત્રીજી ( સ્તુતિ. )

સુંદર સામળીઆ—એ દેશી.

હંસવિજય પાયા, નમીએ નિત્ય ભવિ પ્રાણી, ભવોભવ સુખ દાયા, શુદ્ધ માર્ગ બતલાયા. હંસવિ—આંકણી. ॥ ધન્ય ધન્ય દીન આજ સુહાયા, પુન્ય ઉદયસે ગુરૂજી પાયા.

દેખતાં પાપ ખપાયા. । હંસવિ. ॥ ૧ ॥ માતા માણેકદે-વીના જાયા, પિતા જગજીવન કુલે આયા, જૈન ધર્મ શોભાયા. । હંસવિ; ॥ ૨ ॥ કરી કૃપા ગુરૂજીએ ભારી, સંઘની વિનતી દીલમે ધારી, વીર ક્ષેત્રમાં આયા. । હંસવિ. ॥ ૩ ॥ વિજયસંપત પન્યાસજી જાણો, ગુરૂભક્તિમાં તન મન ઠાણો, સાવચેતમાં સવાયા. । હંસવિ; ॥ ૪ ॥ શ્રી વલ્લભવિજય સુખકારી, આવ્યા સાથે જ્ઞાન ભંડારી, સકલ સંઘ હરખાયા, । હંસવિ, ॥ ૫ ॥ નાંદોદ રાજ્યમાં આપે પધારી, જૈન ધર્મની કીર્ત્તિ વધારી, રાજા પ્રજાએ ગુણ ગાયા. । હંસવિ. ॥ ૬ ॥ ઓગણીસેં અગન્યોતેર સાલે, માઘ વદી ત્રીજ દીન રસાલે, આનંદ ઇહાં વરતાયા. । । હંસવિ. ॥ ૭ ॥ આતમલક્ષ્મીના ગુરૂદાતા, હંસસમ ઉજ્વલતા ચહાતા, સુખશાતાથી ઠાયા. હંસવિ. ॥૮॥ કંચન-કામનીના ગુરૂ ત્યાગી, ધર્મરૂપ દોલતના રાગી, કર્પૂર સુવાસ ફેલાયા. । હંસવિ. ॥ ૯ ॥

## ॥ ૫૯ ॥ શ્રીમદ હંસવિજયજી મહારાજની ગહુંલી ચોથી. ( સ્તુતિ. )

મજા દેતે હે કયા યાર તેરે બાલ ઘુંઘરવાલે—એ દેશી.

---

શ્રીશ્રી હંસવિજય મહારાજ મનુષ્ય ભવ સફલ કરાનેવાલે,

શ્રીશ્રી—આંકણી. ॥ શકેર બડોદા હૈ ગુલજાર, જિન મંદિર સોલ શીકાર, વસે જગજીવન સાહુકાર, ભલે ઉત્તમ ધરાને વાલે. । શ્રીશ્રી. ॥ ૧ ॥ લીયા તસ કુલમેં અવતાર, ગુન્નીસો ચોદામેં ધાર, દીવાસા પર્વ સુખકાર, છોટાલાલ નામ ધરાને વાલે. । શ્રીશ્રી. ॥ ૨ ॥ સોહે મુખ પુનમકોચંદ, દેખી ભવિક કુમુદ વિકસંદ, હે માણેકદેવીકે નંદ, ભવી મનમોદ કરાનેવાલે. ॥ શ્રીશ્રી. ॥ ૩ ॥ કદલીસમ કોમલ કાય, યોવન વયકું જબ પાય, વૈરાગ્ય રંગ ગયા છાય, મન્મથકો મરાનેવાલે. । શ્રીશ્રી. ॥ ૪ ॥ યહ હે સંસાર અસાર, નહિં હે કુચ્છ ઈસમેં સાર, દિયા ત્યાગ સકલ પરિવાર, મોહ મહા સુભટ ડરાનેવાલે. । શ્રીશ્રી. ॥ ૬ ॥ શ્રી લક્ષ્મીવિજય ગુરૂ પાસ, ગુન્નીસો પેંતીસ માઘ માસ, કૃષ્ણ એકાદશી દિન ખાસ, મહાવ્રત પાઠ ઉચરાનેવાલે. । શ્રીશ્રી. ॥ ૬ ॥ ગુરુ ગુણગણકે ભંડાર, ગિણનેસેં નાવે પાર, કીયા ભવ્યજનોકા ઉદ્ધાર, ધર્મકા ધ્વજ ફીરાનેવાલે. । શ્રીશ્રી. ॥ ૭ ॥ સંઘમેં હોય કુસંપ કલેશ, દુર કરંતે દેઈ ઉપદેશ, ફિરફિરકે દેશવિદેશ, ભવસમુદ્ર તરાનેવાલે. । શ્રીશ્રી. ॥ ૮ ॥ આતમલક્ષ્મી સ્વીકાર, ધર્મદોલતકે દાતાર, કર્પૂર નમે વારંવાર, કર્મશત્રુ ડરાનેવાલે. । શ્રીશ્રી. ॥ ૧૦ ॥

—◆◆◆—

## ॥ ૬૦ ॥ પરમગુરૂ શ્રી હંસવિજયજી મહારાજની ગહુંલી પાંચમી.

સહિયર સુણજ્યોરે ભગવતી સુત્રની વાણી—એ દેશી.

---

સખીયો ચાલોરે જઈએ વંદનકાજ, ગુરૂગુણભંડારી હંસવિજય મહારાજ. ॥સખીયો. ॥ આંકણી. ॥ વિજયાનંદસુરીશ્વર કેરા, સકલશિષ્ય શણગાર, લક્ષ્મીવિજય મહારાજ થયા તસ, હંસવિજય અણગાર, । સખીયો, ॥ ૧ ॥ શુરવીર થઈ મહાવ્રત પાલે, રમતાનિજ ગુણ માંહી, શાસન ઉન્નતીનાં કામ થાવે, પધારે જ્યાં ગુરૂતાંહી. ॥ સખીયો. ॥૨॥ હિંસા જુઠ ચોરીને ટારી; બ્રહ્મચર્યને ધારે મનવચકાયથી પરિગ્રહ છોડી, ભોગતૃષ્ણાને મારે. ॥ સખીયો. ॥ ૩ ॥ તપ જપ સંયમનો ખપ કરતા, જગજનના ઉપકારી, પૂજકનિંદકને સમજાણે, ગુરૂજી ઉગ્રવિહારી. ॥ સખીયો. ॥ ૪ ॥ તત્વા તત્વની ખોજ કરીને, તત્વ રમણ ગુરૂ કરતા, સ્વપર સમતા ભાવમાં રહીને, જિન આણા શીરધરતા, ॥ સખીયો. ॥ ૫ ॥ પંજાબ પૂરવ માલવાને કચ્છ, બંગાલ મરૂધર દેશ, દક્ષિણ ગુર્જર સોરઠમાંહી, ફરી કર્યો ઉપદેશ. ॥ સખીયો ॥ ॥ ૬ ॥ વાદી ઘૂક દિવાકર જાણું; સાયરસમ ગંભીર શીતલતા જસ ચંદ્રથી અધીકી, કપટ રહીત બહુધીર. ॥ ॥ સખીયો. ॥ ૭ ॥ જ્ઞાન ક્રિયા દોયથી ગુરૂ શોભે, હંસ

સમાન છે ચાલ, અમૃત રસસમમીઠીવાણી, સુણાવે ગુરૂજી રસાલ. ॥ સખીયો. ॥ ૮ ॥ ભવભય ભંજનને કરનારી, સમકીત જેહથી થાવે, એવી ગુરૂની વાણી સુણીને, નરનારી હરખાવે. ॥ સખીયો. ॥ ૯ ॥ ઇત્યાદિક બહુ ગુણ ગુરૂમાંહે, કહેતાં નાવે પાર, જીવ દયા વેલડીને સિંચે, મેઘપરે હિતકાર. ॥ સખીયો. ॥ ૧૦ ॥ આતમ લક્ષ્મી સંપદા પામી, ધર્મ દોલત દાતારી આપ તરે પરને પણ તારે, ધન્ય ગુરૂ બલીહારી. ॥ સખીયો. ॥ ૧૧ ॥ પુન્ય સંયોગથી દાદા ગુરૂનો, સુંદર પામ્યો હું સંગ, કહે કપૂર મુજપર રહેજો, ગુરૂનો પ્રેમ અભંગ. ॥ સખીયો. ॥ ૧૨ ॥

## ॥ ૬૧ ॥ શ્રી હંસવીજય મહારાજની ગહુંલી છઠ્ઠી.

સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો.—એ દેશી.

સુણ સાહેલી હંસવિજય મહારાજ તણા ગુણ ગાઈએ, ગુણ ગાઈને મન વચકાય થકી આપણ શુદ્ધ થાઈએ. ॥ ॥ આંકણી. ॥ ગુરૂ પાંચ મહાવ્રતના ધારી; સંયમ મારગ રમણકારી, સત્તાવીસ ગુણની બલીહારી, ॥ સુણ. ॥ ૧ ॥ સમતા ગુણના તે દરિયા છે, ગામ નગર અનેક વિચરીયા છે, જિન શાસન સુંદરવરીયા છે, ॥ સુણ. ॥ ૨ ॥ ગુરૂ ચારકષાયને દૂર કરતા, નહિ રાગ દ્વેષને તે ધરતા, શુધ્ધ

સંયમમાં નિત્ય રહે ફરતા, ॥ સુણુ. ॥ ૩ ॥ ષટકાય જીવ રક્ષા કારી, સમતા રસ ગુણના ભંડારી, ગુરૂ હંસની જાઉ હુંતો વારી, ॥ સુણુ. ॥ ૪ ॥ ગુરૂ ભવિજીવને પડિ બોહે છે, આતમ ગુણથી ગુરૂ સોહે છે, મુખ દેખી મનડુ મોહે છે, ॥ સુણુ. ॥ ૫ ॥ શ્રી વિજયાનંદસૂરિરાયા, તસશિષ્ય શ્રી લક્ષ્મિવિજય ગાયા, તેમના શિષ્ય હંસવિજય પાયા. ॥ ॥ સુણુ. ॥ ૬ ॥ ગુરૂને વંદન નિત્ય નિત્ય કરીએ, ભવ ભવનાં પાતક દૂર હરીએ, તો શિવ રમણી સુખથી વરીએ. ॥સુણુ. ૭ ॥ ઉપદેશ નાના વિધ બહુ કરીયા, ભવિજીવો ભવસાગર તરીયા, રાય રાણા જસ પાયે પડીયા. ॥ સુણ. ॥ ॥ ૮ ॥ ગુરૂ હંસ તણા ગુણ જે ગાસે, તસ પાપ પંક ક્ષય થઇ જાસે તે કર્પૂર સમ ઉજવલ થાસે. ॥સુણ॥૯॥

---

## ॥ ૬૨ ॥ શ્રી હંસવીજય મહારાજની ગહુંલી સાતમી.

મલ્લિજિનનાથજી વત લીજેરે—એ દેશી.

---

સખા ગુરૂ રાજને નિત્ય વંદારે, વંદીનેપાપનિકંદો. ॥ સખી૦ ॥ આંકણી ૦ ॥ ગુરૂ માણેકદેવીના જાયારે, પિતા જગજીવન કુલ આયારે રાજકુંવર સમરૂપ પાયા૦॥ સખી.॥૧॥ સંસારને અસાર જાણીરે, વૈરાગ્ય મનમાંહે આણીરે, લીધી દીક્ષા ગુણની ખાણી૦ ॥ સખી૦ ॥ ૨ ॥ વિજયાનંદસૂરિરાજેરે,

શિષ્ય લક્ષ્મીવિજય તસ છાજેરે, તેમના શિષ્યથયાશીવ કાજે, ॥સખી૦॥ ૩ ॥ ભણ્યા જ્ઞાનને વિચર્યા દેશરે, કચ્છ મરૂ પંજાબ પરદેશરે આપે ભવી જીવને ઉપદેશ, ॥સખી૦ ॥ ૪ ॥ ગુરૂ દેશના અમૃત ધારરે, થયા જૈન શાસન જય-કારરે, કર્યા ગુરૂએ બહુ ઉપકાર, ॥ સખી૦ ॥ ૫ ॥ પક્ષી-ઓમાં ઉત્તમ જેમ હંસરે, મુનિઓમાં ગુરૂ ઉત્તંસરે, શોભા-વ્યો ઉભય કુલવંસ, ॥ સખી૦ ॥ ૬ ॥ ગુરૂ શુદ્ધ ધર્મના રાગીરે, ષટ્ જીવની હિંસા ત્યાગીરે, જેને સંસાર માયા ન લાગી, ॥ સખી૦ ॥ ૭ ॥ ગુરૂ કરૂણા રસ ભંડારરે, ઉતરાવે ભવનો પારરે કરે ભવિ જીવના ઉદ્ધાર, સખી૦ ॥ ૮ ॥ ગુરૂ મન વચકાયથી સાધેરે, જ્ઞાન દર્શન ચરણ આરાધેરે, અજ્ઞાન તિમિરને બાધે, ॥સખી૦ ॥ ૯ ॥ ગુરૂ વંદન ભાવથી કરસેરે, તે ભવસાગરથી તરસેરે, શીવલક્ષ્મી આનંદથી વરસે, સખી૦ ॥ ૧૦ ॥ ગુરૂપ્રપિતામહ સુખદાયારે, શ્રીહંસવિજય માહાશયારે કર્પૂરે, ગુરૂ ગુણ ગાયા, સખી૦ ॥ ૧૧ ॥

---

## ॥ ૬૩ ॥ શ્રી હંસવિજય મહારાજની ગહુંલી આઠમી.

મલ્લિજિનનાથજી વ્રત લીજેરે—એદેશી.

---

સખી શ્રીહંસગુરૂના ગુણ ગાઈએરે, ગુણ ગાઈને નિરમલ થાઈએ—સખી૦ ॥ આંકણી૦ ॥ ગુરૂ શુદ્ધ સંજમના રસી-યારે, ધર્મ ધ્યાન થકી નવિ ખસીયારે, કર્મ રિપુ સાંમા ગુરૂ

ધસીયા, ॥ સખી૦ ॥ ૧ ॥ ત્રણ ગુપ્તિ ધારક સુખકારકરે, ચાર કષાયવિકથાનિવારકરે, ગુરૂ પાંચ મહાવ્રત ધારક, ॥ સખી. ॥ ૨ ॥ પાંચ સમિતિ પાલણહારારે, પાંચ આશ્રવ દૂર કરનારારે, ષટ જીવ તણા હિતકારા, ॥સખી૦॥ ૩ ॥ પાંચકરણ તુરંગ વસકારીરે, મોહવદનસદન વિડારીરે, શોભે શાંત વદન છબી પ્યારી, ॥ સખી૦ ॥ ૪ ॥ ગુરૂ જ્ઞાન રયણથી ભરીયારે, શાંત સુધારસના છે દરીયારે, સાત ભય થકી નવિ ડરીયા, ॥ સખી૦ ॥ ૫ ॥ અષ્ટપ્રવચન માતાને પાળીરે, અષ્ટ કર્મ કીચડ હે ગાળીરે, ધ્યાન જલથી હિયે છે પખાળી. ॥ સખી ॥ ૬ ॥ ઈત્યાદિક ગુણ છે અપારરે, નાવે કહેતાં કાંઈ પારરે યૌવનમાં લીધો સંજમભાર, ॥સખી૦ ॥ ૭ ॥ શેઠ જગજીવન કુલ દિપાયારે, માતા માણેકદેવીના જાયારે, થયા વીરક્ષેત્રમાં ગુરૂરાયા, ॥સખી૦॥ ૮ ॥ ગુણવંતી સહિયરો મળી આવેરે, ગુરૂ આગે સ્વસ્તિક બનાવેરે કપૂર જેવા ઉજવલ ગુણ ગાવે, સખી૦ ॥ ૯ ॥



## ॥ ૬૪ ॥ પરમપુજ્ય શ્રી હંસવિજયજી મહારાજની ગહુંલી નવમી.

અમે ઈશ્વર માગીએ એટલું—એ દેશી.



સખીયો હંસવિજય ગુરૂ ગુણવંતા, દીસે ગુણ ગણ રયણ ભંડાર, નમોનિત્ય નેહથી, ॥ આંકણી, ॥ ગુર્જર દેશ

શહેર વડોદરા, જીહાં સોલ જિનાલય સાર, ॥ નમો, ॥ વિસા શ્રીમાલી જૈન જાતિ તણા, શેઠ જગજીવનસાહુકાર. ॥ નમો. ॥ ૧ ॥ તસ કુલ ગગનમાં સુરજ સમા, માતા માણેકદેવી મલ્હાર, ॥ નમો, ॥ સંવત ઓગણીસેંને ચૌદમાં, જન્મ્યા દીવાસાદિન સુખકાર, ॥ નમો. ॥ ૨ ॥ અદ્ભુત સુંદર રૂપ સુહંકરૂ, દેખી હરખીત હોય નરનાર. ॥નમો.॥ શાંત વદનશસિસમશોભતુ, નામછોટાલાલમનોહાર. ॥ નમો. ॥ ૩ ॥ યૌવન વયમાંમન મર્કટવસકરી, ત્યાગી સકલ કુટંબ પરિવાર, ॥ નમો. ૦॥ ઓગણીસેં પાંત્રીસ માઘ માસમાં, લીધો અંબાલે સંજમ ભાર. ॥ નમો. ॥ ॥ ૪ ॥ શ્રી વિજયાનંદસૂરિરાયના, શિષ્ય લક્ષ્મીવિજયજી અણુગાર, ॥નમો૦॥ તસ્ય શિષ્ય સૌભાગી હંસ ગુરૂ, થયા વીર શાસન શણગાર. ॥ નમો, ॥ ૫ ॥ દુષ્કર સંયમ પરિસહ વેઠીને કરતા કાયમ ગુરૂજી વિહાર. ॥ નમો. ॥ ભવિ જીવને ભવ જલ તરવા, દેશના દિયે છે હિતકાર. । નમો. ॥ ૬ ॥ જંગમ તીર્થ એ ગુરૂ જાણીએ, જ્ઞાન દાન અપૂર્વ દાતાર । નમો ૦॥ પંચ મહાવ્રત ધારક સદ્ગુરૂ, ઉલ્લસે મનડુ દેખીને દેદાર. । નમો. ॥ ૭ ॥ જન્મભૂમીમાં ઓગણીસેં ખાંતેરે, જન્મ તીથીયે ધરીને પ્યાર. । નમો ૦॥ રહી ગુરૂ પદ પદ્મમાં હંસજ્યું, કરે કર્પૂર સફલ અવતાર. । નમો. ॥ ૮ ॥

## ॥ ૬૫ ॥ પંન્યાસજી શ્રી સંપતવિજયજી મહારાજની ગહુંલી.

સનેહી વીરજી જયકારીરે—એ દેશી.

સખી ગુણવંત ગુરૂને દેખીરે, ભવભવનાદોપાપ ઉવેખી૦ ॥ સખી—આંકણી. ॥ ગુરૂ બાલપણે વ્રત ધારીરે, જ્ઞાનરયણતણા ભંડારીરે, છકાયતણાહિતકારી. । સખી. ।॥૧॥ યોગવહન ક્રિયાના કર્ત્તારે, માન માયાને પરિહરતારે, પંન્યાસગણિ પદ વરતા. । સખી. ॥ ૨ ॥ વિનયાદિક ગુણમાં પૂરારે, ગુરૂભક્તિમાં નહિ અધૂરારે, કરે કર્મતણા ચકચૂરા. । સખી. ॥ ૩ ॥ ગુરૂ હંસવિજયજીની પાસેરે. લીધી દિક્ષા મનના ઉલ્લાસેરે, દેખંતાં દુર્ગતિ નાસે. ।। સખી. ॥ ૪ ॥ માતા ઊજમબાઈના જાયારે, હીરાચંદ કુલમાં સધાયારે, પાટણ શહેરમાં જન્મને પાયા, ।સખી, ॥ ॥ ૫ ॥ સર્વ જીવના એતો ત્રાતારે, મુનિ દોલતના ગુરૂ ભ્રાતારે, દેખી દીલમાં થાય શાતા. । સખી. ॥ ૬ ॥ ધન્ય ધન્ય સંપત મુનિરાયારે, ગુરૂ સેવાથી કર્મ ખપાયારે, નમે કર્પૂર નિત્ય તસ પાયા. । સખી. ॥ ૭ ॥

## ॥ ૬૬ ॥ સદ્ગુરૂ મહારાજની ગહુંલી.

માધવજી સંદેશા કેજો શ્યામને—એ દેશી.

સહિયર નમીએ આપણે નિત્યે સદ્ગુરૂ, પંચમહાવ્રત-

ધારક શ્રી ગુરૂરાયજો, ષટકાયની સદ્ગુરૂ રક્ષા નિત્યે કરે, ધર્મ ઉપદેશ સુણાવે નિત્ય સુખદાયજો, । સહિયર. ॥ ૧ ॥ જ્ઞાન ધ્યાન તપ જપથી આતમ સાધતા, કપટ કરે નહિં કોઇ દિવસ તલભારજો, ક્રોધ લોભ માન માયાથી વર્જિત છે, ચારિત્ર આપી કરતા જન ઉદ્ધારજો. । સહિયર. ॥ ॥ ૨ ॥ સંવર સેવી આશ્રવનો કરે રોધ એ, બાહ્ય અભ્યંતર તપના તે કરનાર જો, ત્રસ થાવર પ્રતિપાલક શોભે સદ્ગુરૂ, જગજીવના કરૂણાસંધુ હિતકારજો. । સાહયર. ॥ ॥ ૩ ॥ કંચનને પણ તૃણ માફક ગણી પરીહરે, નારીને નાગણીપરે નિરખણુહારજો, માત તાત અરૂ ભ્રાત તરીકે જાણીએ, અસાર સંસાર સમુદ્ર થકી હિયે તારજો. । સહિયર. ॥ ૪ ॥ પગથી વિહાર કરી વિચરે પરદેશમાં, પરની ખટપટમાં ન પડે ગુરૂરાજજો, ભવજલધિમાં ગુરૂ નૌકાસમ જાણીએ, તેમને નમીએ જાણીને શીરતાજજો. । સહિયર. ॥ ૫ ॥ આતમલક્ષ્મી સંપાદન કરતા સદા. ભાવ દયાની મૂર્ત્ત સદ્ગુરૂ ખાસજો, હંસપરે ગુણ ગંગાજલમાં ઝીલતાં, કહે કર્પૂર થઇએ નિત્ય તેમના દાસજો. । સહિયર. ॥ ૬ ॥

## ॥ ૬૭ ॥ સદ્ગુરૂ મહારાજની ગહુંલી.

હાંરે મારે જોબનીયાનો લટકો દાડા ચાર જો—એ દેશી.

હાંરે સખી ધન્ય દિવસને ધન્ય ઘડી થઇ આજજો

પધાર્યા સદ્દગુરૂ તરણ તારણ જહાજરે લોલ, હાંરે સખી તપ જપ ધ્યાનથી ચૂરતા કર્મ સમુહજો, ઉગ્રવિહારી થઇને કરે ઉત્તમ કાજરે લોલ. ॥ ૧ ॥ હાંરે સખી પૂરવ પુન્યથી મળ્યો ગુરૂનો સંચોગજો, નિર્મલ થાવા ગુણ ગાઇએ પ્રીતથીરે લોલ, હાંરે સખી મિત ભાષી ઉપગારી સદ્દગુરૂરાયજો, વાણી સુણાવે ભવિજનને અતિ હીતથીરે લોલ. ॥ ૨ ॥ હાંરે સખી નિરમોહી થઇ પૃથ્વી તળે વિચરંતાજો, માયા રહિત મધુરી બોલે તે ભાષારે લોલ. હાંરે સખી આણા દેવગુરૂની તે અનુસરતાજો, મુક્તિ રમણીની રાખે પુરી અભિલાષારે લોલ. ॥ ૩ ॥ હાંરે સખી પંચમહાવ્રત ધારી તે જયવંતાજો, પરિગ્રહ ત્યાગી કંચનને તૃણસમ ગણેરે લોલ. હાંરે સખી જાણે નારીને નાગણીસમ ગુણવંતાજો, નવવિધ બ્રહ્મચારી થઈ મોહ રિપુ હણેરે લોલ. ॥ ૪ ॥ હાંરે સખી સત્તર પ્રકારે સંજમ પાલણહારજો, એવા ગુરૂથી પામીએ આત્મિક સંપદારે લોલ. હાંરે સખી પ્રૌઢ પ્રતાપી હંસવિજય મહારાયજો, તસકપૂર કહેગુરૂથી ટળે આપદારે લોલ. ॥૫॥

## ॥ ૬૮ ॥ સદ્દગુરૂ મહારાજની ગહુંલી.

માજી તું પાત્રાની પટરાણી કે કાળી કાળકારે લોલ એ દેશી.

સહિયર સફલ થયો દીન આજ કે, ગુરૂને દીઠડારે લોલ. તરણ તારણ જહાજ સમાનકે, લાગે મીઠડારે લોલ, ઘર ત્યાગીને થયા અણગારકે, મહાવ્રતને ધરેરે લોલ; પંચ

પ્રમાદના ટાલણુ હારકે જીવ રક્ષા કરેરે લોલ. ॥ ૧ ॥
વિચરે પગ અલવાણે ધરામાંકે, નહિ મમતા ધરેરે લોલ,
પરખટપટમાં નહિ પડનારકે, જ્ઞાનને ધ્યાન કરેરે લોલ;
આપ તરેને બીજાને તારે કે, થાપે ધરમનેરે લોલ, બાહ્ય અ-
ભ્યંતર તપ કરનારકે, કાપે કરમનેરે લોલ. ॥ ૨ ॥ અષ્ટ
પ્રવચન માતાને પાલે કે, ધર્મથી નવિ ખસેરે લોલ, ખરેખર
તત્વ જ્ઞાન શોધનારકે, મુજ મનમાં વસેરે લોલ, તૃણમણી
સમ ગણનાર મુનીશકે, પરિગ્રહ નહિ ધરેરે લોલ. નારીને
નાગણસમ માનનારકે, રાગ કદી નહિ કરેરે લોલ. ॥ ૩ ॥
ગોચરી ગાયપરે ગુરૂ કરતાકે, ઘરોઘર ફરી ફરીરે લોલ,
શત્રુ મિત્રહોય સમ ગણતા કે, નિંદાને પરી હરીરે લોલ
શાંત દશાનો અનુભવ લેતાકે, મહીયલ મ્હાલતારે લોલ.
સ્વારી સર્વ તજીને પોતે કે, પગથી ચાલતારે લોલ. ॥૪॥
સદ્ગુરૂ દીવો જગનો સારકે, દયાની મૂર્તિરે લોલ. કુગુરૂ
સંગ તજી જીન વાણીકે. સુણો અધચૂરતીરે લોલ, કરીએ
ભક્તિ લહીએ જેથી કે, આતમ સંપદારે લોલ, હંસ ગુરૂનો
કહે કરૂપૂરકે, ટળે એમ આપદારે લોલ. ॥ ૫ ॥

## ॥ ૬૯ ॥ સદગુરૂ મહારાજના ગહુંલી.

વાલાજીની વાટડી અમે જોતાંરે—એ દેશી.

સખી ગુણવંતા ગુરૂજી મલીયારે, આજે મનના મનોરથ
ફલીયા સખી૦ ॥ એ આંકણી. ॥ ગુરૂ ચારકષાયને જારીરે,

વલી ચાર વિકથા નિવારીરે થયાપંચમહાવ્રતધારી, । । સખી. ॥ ૧ ॥ પંચ પ્રમાદને ગુરૂ ટારીરે. પાળે નિત્ય તે પંચાચારીરે ષટકાય તણા હિતકારી, । સખી. ॥ ૨ ॥ કંચન કામની જેણે ત્યાગીરે, થયા શીવ નારીના રાગીરે જ્ઞાન ધ્યાનની લય લાગી, । સખી. ॥ ૩ ॥ ભોગ તૃષ્ણાના પરિહારીરે, તપશોષિત તનુ કૃષ ધારીરે. રાગ દ્વેષની પરણુતી વારી; । સખી. ॥ ૪ ॥ પૂજક નિંદક પર સમભાવેરે, રહી પરિસહ ફોજ હરાવેરે ધર્મ ધોરી ગંભીર કહાવે, । સખી. ॥ ૫ ॥ નિર્ મોહિને નિર દોષીરે, નિરવિકારી પૂરણ સંતોષીરે મુનિ ગુણ ગણુના તે પોષી, । સખી. ॥ ૬ ॥ શાંત સુધારસના ભંડારીરે, પરમ દયાલુ જગહિતકારીરે હાથ જોડી નમીએ વારંવારી, । સખી. ॥ ॥ ૭ ॥ આતમલક્ષ્મી સંપદ દાતારે, શ્રી હંસવિજય ગુરૂ ત્રાતારે તસકર્પૂર મુનિ ગુણ ગાતા. । સખી. ॥ ૮ ॥

## ॥ ૭૦ ॥ સદગુરૂ મહારાજની ગહુંલી.

સાંભળજો મુનિ સંયમ રાગે, ઉપશમ શ્રેણે ચઢીયારે–એ દેશી.

ચાલો સાહેલી વંદન કાજે, સદ્ગુરૂને આજરે, ભવ સમુદ્ર માંહે સદ્ગુરૂજી, તરણ તારણ જહાજરે. ॥ ચાલો ॥ આંકણી.

ભવિ જીવના સદ્ગુરૂ સ્નેહી, રત્ન ત્રયીને ધારેરે, જ્ઞાન અપૂરવ દાન દઈને, જડતા દૂર નિવારેરે. । ચાલો. ॥ ૧ ॥

રાગ દ્વેષ બે મલને જીતી, ગુપ્તિ ત્રણને પાળેરે, ચારકષાય-વિકથા ચાર, પાંચ પ્રમાદને ટાળેરે. ॥ ચાલો. ॥ ૨ ॥ પંચ મહાવ્રતને ધરનારા, પાળે પંચા ચારરે, ષટ્ કાયનું રક્ષણ કરતા, પ્રવચનના પાળનારરે. ॥ ચાલો. ॥ ૩ ॥ દશ વિધ યતિ ધર્મના ધોરી, સુરનર નમે જસ પાયરે, જંગમ તીરથ જગહિતકારી, વંદતાં પાપ પલાયરે. ॥ ચાલો. ॥ ૪ ॥ માત પિતા સુત બહેન ભાઈ, સ્વાર્થી સહુ પરિવારરે; એક નિઃ-સ્વાર્થી સદ્ગુરૂ જાણો, ભવજલ તારણ હારરે. ॥ ચાલો. ॥૫॥ ચિંતામણી કલ્પતરૂની સેવા, આપે ફલ સંસારીરે, તેથી અધિકી સદ્ગુરૂ સેવા, શીવ ફલની દેનારીરે. ॥ ચાલો. ॥ ॥ ૬ ॥ આતમ લક્ષ્મી સંપદા સ્વામી, ધર્મ દોલત દાતા-રીરે, હંસ વિજય મહારાયનો કર્પૂર; કરે વંદન વાર-વારીરે. ॥ ચાલો. ॥ ૭ ॥

## ॥ ૭૧ ॥ સદ્ગુરૂ મહારાજની ગહુંલી.

હાંરે મારે આસો માસે શરદ પુનમની રાતજો એ દેશી,

હાંરે સખી ધન્ય દિવસને ધન્ય ઘડી થઇ આજજો, દર્શન થયાંરે આજે સદ્ગુરૂજી તણાંરે લોલ. । હાંરે સખી મોહ સુભટને હણતા સદ્ગુરૂ રાજ જો, વીચરીને તારે નરનારી તે ઘણાંરે લોલ. ॥ ૧ ॥ હાંરે સખી દર્શન જ્ઞાન ચારિત્રના ભંડારીજો, ઈંદ્ર સમાન આત્મ રીદ્ધિથી શોભતારે લોલ. । હાંરે સખી સોહે સાથે સમતા સચી સુખકારીજો, ધૈર્યવજ્ર ધરે

કોઈથી ન ક્ષોભતારે લોલ. ॥ ૨ ॥ હાંરે સખી શોભે સુંદર મનોહર ગુરૂ કાયજો, પંકજદલ સમ દીપે ગુરૂજીનાં નયણુરે લોલ, હાંરે સખી કરે તે ઇર્યા સમિતિમાં સહાયજો શાંત વદનથી હિતકારી બોલે વયણુરે લોલ. ॥ ૩ ॥ હાંરે સખી જ્ઞાનાદિક રયણે ગંભીર ગુરૂરાયજો, શાંત સુધારસ પાન. કરાવે ભવિજનનેરે લોલ. । હાંરે સખી ગુરૂ ગુણ દરિયા ભરીયા ન છલકાયજો, તપ જપ ધ્યાનથી શોષાવતા નિજ તનનેરે લોલ. ॥ ૪ ॥ હાંરે સખી ભવ રણુ તાપ તપિત જીવને વિશ્રામજો, શીતળરે સુરતરૂની છાયા સમ ગુરૂરે લોલ, હાંરે સખી દુખ દોહગ જાવે લઇએ નિત્ય નામજો, ગુરૂ પદકજ સેવંતા થઈએ અઘહરૂરે લોલ, ॥ ૫ ॥ હાંરે સખી હૃદયે વિમલ વર્તન ન માયા લેશજો કોઈ સ્વારીમાં ન બેસે પગ તળે વિચરેરે લોલ, હાંરે સખી પ્રભુ આણા ધરી દેતા નિત્ય ઉપદેશજો, મિત ભાષી પ્રિય બોલે ન કદી રોષ કરેરે લોલ. ॥ ૬ ॥ હાંરે સખી ગુરૂ પદ પંકજ મન મધુકર લપટાયજો, જેથી પામીએ આતમ લક્ષ્મી સંપદારે લોલ, હાંરેસખી ધર્મ ધુરંધર હંસવિજય કવિરાયજો, તસકપૂર કહે સદ્ગુરૂથી ટળે આપદારે લોલ, ॥ ૭ ॥

## ॥ ૭૨ ॥ સદ્ગુરૂ મહારાજની ગહુંલી.

અહો મુનિ સંયમમાં રમતા શીવપુર જાવાનો ખપ કરતા—એ દેશી.

---

અહો મુનિવર સમતા ધારી, જેણે મોહ મમતાને

મારી ॥ અહો. ॥ આંકણી. ॥
બાહ્ય કુટુંબ પરિવાર ત્યાગી, થયા અંતર કુટુંબ રાગી, જ્ઞાન ધ્યાનની એક લય લાગી. ॥ અહો. ॥ ૧ ॥ કષાય ચાર દીયે જારી, વિકથા ચારના પરિહારી, પંચમહાવ્રત લહે ભારી ॥ અહો. ॥ ૨ ॥ પાંચ ઇંદ્રિય વિષય ટારી, ષટ કાય તણા હિતકારી, ભય સાતથી મનડું વારી ॥ અહો. ॥ ૩ ॥ પ્રવચન આઠના રખવારી, થયા નવ વિધિએ બ્રહ્મચારી, શાંત મુદ્રા દીસે અવિકારી, ॥ અહો. ॥ ૪ ॥ ગીતારથ ગંભીર પૂરા, તપ જપ કરવામાંશૂરા, કર્મ તણા કરે ચકચૂરા. ॥ અહો. ॥૫॥ જગજીવના છે ઉપકારી, સત્તાવીસ ગુણના ધારી, એવા મુનિવરને બલીહારી. । અહો. ॥ ૬ ॥ મુનિવરની નિર્મલ વાણી, શાંત સુધારસની ખાણી, સુણીને હરખે ભવિ પ્રાણી, । અહો. ॥ ૭ ॥ આતમ લક્ષ્મી સંપદ્ સ્વામી, હંસ ગુરૂપરે જગનામી, ધર્મ દોલતના છે ધામી, । અહો. ॥ ૮ ॥ સદ્ગુરૂના જે ગુણ ગાસે, તેના રોગ શોક ટળી જાસે, કર્પૂર સમ નિરમલ થાસે. । અહો. ॥ ૯ ॥

## ॥ ૭૩ ॥ ગુરૂના નગર પ્રવેશ સમયની ગહુંલી.

જીરે જિનવર વચન સોહં કરૂં જીરે અવિચળ શાસન વીરરે—એ દેશી

ગુરૂજી ધન્ય દિન ધન્ય ઘડી આજની, ધન્ય ધન્ય અમારો અવતારરે સદગુરૂજી તમને દેખીને એમ અમે માનીએ. । આંકણી. ॥ પુરા પૂરવ પૂણ્ય ઉદયથી, મલ્યો સદ્ગુરૂનો

સંયોગરે સદ્ગુરૂજી । મનવચ કાયાથકી નહિ ઇચ્છીએ, કદીએ સદ્ગુરૂનો વિયોગરે સદ્ગુરૂ ॥ ૧ ॥ ભાનુસમ સદ્ગુરૂ આપને દેખીને, થયો મિથ્યામત તમનાસરે સદ્ગુરૂ, । સમકિત રૂપી બીજ હવે રાપાણું; લઇશું મોક્ષફલ તેનું આસરે સદ્ગુરૂ. ॥ ૨ ॥ ગાજ વિજથી આવતા વરસાદને, દેખી મોર જેમ હરખાયરે, સદ્ગુરૂ । તેમ સદ્ગુરૂ આપને દેખીને, ખુશી થઈ વંદીએ તુમ પાયરે ॥ સદ્ગુરૂ. ॥ ૩ ॥ શિષ્ય પરિવારને સાથ લઈ કરી, કીધી કરૂણા અમપર આજરેસદ્ગુરૂ, । દેશવિદેશમાંહી ફરતા આવીયા, વારી જાઉં હું તુમ ગુરૂરાજરે । સદ્ગુરૂ. ॥૪॥ વિનતી સ્વીકારી સંઘની તુમે ગુરૂ, જેથી માને સંઘ આભારરે સદ્ગુરૂ. । પરિશ્રમ પુષ્કળ વિદ્યાનો કરી; લીધો જૈન તત્વતણો સારરે સદ્ગુરૂ. ॥ ૫ ॥ જ્ઞાનરયણ ભરીયા દરીયા સમા, ગીતારથ જ્ઞાનીને ગંભીરરે સદ્ગુરૂ, । ઉછળે વૈરાગ્ય રંગ તરંગ ઘણા પણ પ્રાણાયામથી થીરરે । સદ્ગુરૂ. ॥ ૬ ॥ રાજહંસપરે છે ગતિ આપની, ધર્મધોરી તરણતારણ ઝાજરે સદ્ગુરૂ, । કર્પૂરસમ નિરમળ સમકિત વાસના, પસરી જૈન સમાજમાં આજરે. । સદ્ગુરૂ. ॥ ૭ ॥

## ॥૭૪॥ ગુરૂ મહારાજને ચોમાસાની વિનતિની ગહુંલી.

સ્નેહી વીરજી જયકારીરે—એ દેશી.

ગુરૂ મહારાજ રહો ચોમાસુંરે, વાણી સુણીને નિર્મલ થાશું. । ગુરૂ—આંકણી ॥ તમે જ્ઞાન બલે ગહા બળીયારે,

પૂરા પૂન્ય ઉદયથી મળીયારે; સંઘના સુમનોરથ ફળીયા. । ગુરૂ. ॥૧॥ દેશો દેશમાં બહુ બોધ આપ્યોરે, મૃથ્યામત કંદને કાપ્યોરે; જૈન ધર્મ કીર્તિ સ્થંભ સ્થાપ્યો. ॥ ગુરૂ. ॥ ૨ ॥ મોહ માયા મમતાને મારીરે, હિંસા જુઠ ચોરીને નિવારીરે; તજી નાગણીસમ જાણી નારી. । ગુરૂ. ॥ ૩ ॥ નવવિધ બ્રહ્મચર્યને પાળીરે, બાહ્ય અભ્યંતર ગ્રંથીટાળીરે, ભોગ તૃષ્ણા દીધી તમે ગાળી. । ગુરૂ. ॥ ૪ ॥ તપશોષિત તનુ રૂપ ધારીરે, પવનનીપરે ઉગ્ર વિહારીરે, ગીતારથ ગુણ ભંડારી. । ગુરૂ. ॥૫॥ શસિસમ છે નિરમળ કાયારે, તરણીથી તેજ સવાયારે, સમતા રસ મુખપર છાયા. । ગુરૂ. ॥ ૬ ॥ ઘણા જીવો અહીં છે અજ્ઞાનીરે, આપ પસાયે થશે તે જ્ઞાનીરે, સાંભળી સુંદર તુમ વાણી. । ગુરૂ. ॥ ૭ ॥ સંઘની વિનતીને સ્વીકારોરે, રહી ચોમાસું કરો સુધારોરે, થશે લાભ ઉરમાં વિચારો. । ગુરૂ. ॥ ૮ ॥ અમમાનસ સરમાં હંસરે, થયા ત્રિભુવનમાં ઉતંસરે, કર્પૂરસમ ઉજ્વળ વંશ. । ગુરૂ. ॥ ૯ ॥

## ॥ ૭૫ ॥ વિહાર વખતની ગહુંલી.

વાલાજીની વાટડી અમે જોતાંરે–એ દેશી.

---

ગુણવંતા ગુરૂજી ક્યાં મળશોરે, દર્શન આપી પાવન ક્યારે કરશો ગુણવંતા—એ દેશી. ॥ નિરમોહીને નિરવિકારીરે,

તપ શોષિત તનુ કૃશ ધારીરે, પવનપરે ઉગ્ર વિહારી, । ગુ-ણુવંતા, ॥ ૧ ॥ સમતારસ સુધાના દરીયારે, જ્ઞાનક્રિયા રયણુથી ભરીયારે, સંયમ રમણી તુમે વરીયા. । ગુણુવંતા । ॥ ૨ ॥ તુમ અમૃતરસસમ વાણીરે, સુણવાથી તર્યા બહુ પ્રાણીરે, માનવજાતના મનમાં સોહાણી. । ગુણુવંતા. ॥૩॥ પૂરા પુન્યથી મળ્યોતો જોગરે, નવિ થાવે સહુને વિયોગરે; કોણુ ટાળશે કર્મનો રોગ. । ગુણુવંતા ॥ ૪ ॥ સુણાવશે હવે કોણુ વખાણુરે, આપશે કોણુ હવે પચ્ચખાણુરે, દેશે કોણુ અપૂર્વ નાણુ. ॥ ગુણુવંતા ॥ ૬ ॥ જળે છાતી અમારી આજરે, સુજતું નથી કાંઈ કામકાજરે, દેખી તમને જતા ગુરૂરાજ. । ગુણુવંતા. ॥ ૬ ॥ જેમ હંસ વિના સરોવરરે, તેમ ઉપાસરો તુમ વગરરે, સુનુ લાગે છે. સારૂ નગર, ગુણુ-વંતા ॥ ૭ ॥ આ ક્ષેત્રમાં પાછા વિચરજો.રે, હંસસમ શોભાયમાન કરજોરે, કર્પૂરની વિનતી દિલ ધરજો. । ગુણુવંતા. ॥ ૮ ॥

## ॥ ૭૬ ॥ સુગુરૂના વિહાર વખતે ગાવાની ગહુંલી.

સુગ્રીવનગર સોહામણુજી—એ દેશી.

---

ગુણુવંતા ગુરૂ સાંભળોજી, અરજ અમારીરે આજ ભવસાગરમાં છોતુમેજી, તારણુ તરણુજહાજરે—ગુરૂજી વિહાર તુમારો આચાર—॥ ૧ ॥ નહોતા આવ્યા તાહરેજી, દેખતાં હતાં અમે વાટ; જાવાનુ જાણી કરીજી, થાય દીલમાં ઉચા-

ટરે-ગુરૂજી વિહાર. ॥ ૨ ॥ વિહારની વાતડી સુણીજી, મનડું હોય અધીર; વિરહાગ્નિ અંગે બળેજી, નયણે ઝરતું નીરરે-ગુરૂજી વિહાર. ॥ ૩ ॥ અમને હર્ષ થતો હતોજી, સૂણતાં સૂત્ર વ્યાખ્યાન; વ્રત પચ્ચખાણ કરતા હતાંજી, થઇને શ્રદ્ધાવાનરે-ગુરૂજી વિહાર. ॥ ૪ ॥ કરૂણા કરી તુમે કર્યુંજી, એક ચોમાસુંરે આંય; તત્વ સુધારસ તુમે રેડયોજી; અંતર ઘટની માંયરે-ગુરૂજી વિહાર. ॥ ૫ ॥ માતપિતાપરે આપીયોજી, અમને અમૂલ્ય સુબોધ; સંઘમાં આનંદ વિસ્તર્યોજી, છૂટયો વૈરવિરોધરે-ગુરૂજી વિહાર.॥૬॥ માતપિતા સુત સ્નેહીયોજી, બેન બાંધવ પરિવાર; સહુ કરતાં તુમે છો ગુરૂજી, અધિક હિત કરનારરે-ગુરૂજી વિહાર. ॥૭॥ ખેડુત જેમ ખેતર તણીજી, નિત્ય કરે છે સંભાળ; તેમ તુમે આ ધર્મક્ષેત્રનાજી, બની ગયા રખવાળરે-ગુરૂજી વિહાર ॥૮॥ ઘડીઘડી પળપળમાં ગુરૂજી, સાંભરે તુમ ઉપકાર; જે ઉપકારો તુમે કર્યાજી, નાવે કહેતાં પારરે-ગુરૂજી વિહાર. ॥૯॥ ધન્ય દીવસ એ જાણીએજી, જે દીન વાંદ્યારે પાય; આજ તો જતા દેખીનેજી, હૈડું અમ્હ ગભરાયરે-ગુરૂજી વિહાર. ॥ ૧૦ ॥ કોણ હવે સંભળાવશેજી, આપ વિના ઉપદેશ; નિરમોહી મુનિ દેખીનેજી, ગયો મોહનો કલેશરે-ગુરૂજી વિહાર. ॥ ૧૧ ॥ પંચમહાવ્રત પાળતાજી, દયાતણા ભંડાર જંગમતીરથ આઝ સમાજી, ભવજલ તારણહારરે-ગુરૂજી

વિહાર. ॥ ૧૨ ॥ હજુ ઈહાં રહ્યા હોતતોજી, થાત અમારો ઉદ્ધાર; અશરણ શરણ તારણ જાણીજી, રહેવા કરોને વિચારરે-ગુરૂજી વિહાર. ॥ ૧૩ ॥ ગુરૂ કહે સાંભળો સજ્જનોજી મુનિ પંખી સમ હોય; ચોમાસું વિત્યા પછીજી, વિનકારણરે નસોયરે સજનો વિહાર-અમારો આચાર. ॥ ૧૪ ॥ એક સ્થાને રહેવા થકીજી, પરિચયથી હોય રાગ; શીલમાંહે શંકા પડેજી, અપજસનો હોય ડાઘરે સજનો વિહાર-અમારો આચાર. ॥ ૧૫ ॥ નદીનાં નીર વહેતાં ભલાંજી, ભર્યાં ગંધીલાંરે હોય; સાધુ તો રમતા ભલાજી, ડાઘ ન લાગે કોયરે સજનો વિહાર-અમારો આચાર. ॥ ૧૬ ॥ એમ કહી લેઈ પતરાંજી, શિષ્ય સકલ લેઈ સાથ; ધર્મલાભ દેઇ ચાલીયાજી, અનાથના એ નાથરે ગુરૂજી વિહાર તુમારો આચાર. ॥ ૧૭ ॥ હંસવિજય ગુરૂની પરેજી, વિચરી દેશ વિદેશ; મુનિવર કપૂરસમો લહેજી, જગમાં સુજસ વિશેષરે ગુરૂજી વિહાર-તુમારો આચાર. ॥ ૧૮ ॥

## ॥ ૭૭ ॥ સદ્‌ગુરૂને ફરીથી પોતાના ગામમાં પધારવાની વીનંતી—ગહુંલી.

મહેતાજીરે શું મહી મુલ બતાવું—એ દેશી.

ગુરૂજીરે વિનતી આપ સ્વીકારો, અમશેરમાં વહેલા પધારો, સ્વામી તુમ વિનારે નથી ઉગરવાનો આરો, ભવ-

સાગર પાર ઉતારો; રહી ચોમાસું ઘણો સુધારોરે, કર્યો આપે નિકાળી કુધારોરે, સંભળાવીરે સિદ્ધાન્તનો સારસારો, દૂર કીધો કદાગ્રહ મ્હારો–ગુરૂજી. ॥ ૧ ॥ ગુરૂ તુમ વિનારે ઉપાસરો સુનો લાગે, કહો જઇએ અમે કોની આગે, ધરી હર્ષનેરે મુનિ ગુણના શુભ બાગે, ફરતા હતા અમે ધર્મ રાગે; દાન દેવા સુવાસના જાગેરે, જોડતાતામન વૈરાગેરે, દેખી આપનેરે આવે અન્યમતિ તુમ આગે, વ્રતનિયમ પણ વલી માગે–ગુરૂજી. ॥ ૨ ॥ વાણી સુણવારે તલપી રહ્યાં નરનારી, પધારો વહેલા ઉપગારી, યાદ કરેછેરે આપને વારંવારી, દેખે વાટડી રોજ તમારી; શાંતમુદ્રા શોભે મનોહારીરે, વાયુ જેવા છો ઉગ્રવિહારીરે, વિચરતાંરે દેશવિદેશ અપારી, દુનીયાને કીધી આભારી–ગુરૂજી. ॥ ૩ ॥ મિતભાષીરે તજી તુમે મોહ માયા, મહાગંભીર જ્ઞાની કહાયા, જ્ઞાનદીવારે ગોતતાં આજ અમે પાયા, પધારો હવે સુખદાયા; પુરા પુન્યથી ગુરૂ ગુણ ગાયારે, અમહૃદયકમલઉલ્લસાયારે, ગુણવંતારે હંસવિજય મુનિરાયા, તસકર્પૂરે કવિત બનાયા–ગુરૂજી. ॥ ૪ ॥

## ॥ ૭૮ ॥ બાર વ્રતની ગહુંલી (સઝાય).

ભવિ તુમે અષ્ટમી તીથિ સેવોરે—એ દેશી.



ભવિપીયો ગુરૂ વાણી રૂપ પાણીરે, જેથી તૃષ્ના તરસની હાણી. ॥ આંકણી. ॥

શુદ્ધ શ્રાવકનાં વ્રત બારરે, સંભળાવે ગુરૂ ધરી પ્યારરે; જેમાં સમકિત મૂલ આધાર, । ભવિ. ।। ૧ ।। સ્થુલ હિંસાને હિયે ત્યાગીરે, જુઠું બોલે નહિ વ્રત રાગીરે, તુચ્છ ગણે પરદ્રવ્ય સૌભાગી. । ભવિ. ।। ૨ ।। ત્યાગે પરદાર નર સદાચારીરે, તજે પરનર સુશીલા નારીરે ચોથા વ્રત તણી બલીહારી. । ભવિ. ।। ૩ ।। પરિગ્રહ પરિમાણ ગુરૂ પાસેરે, કરે દિશાનું સાથે ઉલ્લાસેરે વ્રત ધારીથી વિપદા નાસે, । ભવિ. ।। ૪ ।। ભોગ ઉપભોગ પ્રમાણકારીરે, સાતમે વ્રત હોય નરનારીરે અભક્ષ્ય તજે દશ બારી. ।ભવિ. ।। ૫ ।। આઠમે અનર્થ દંડ ત્યાગેરે, નવમે સામાયિકે લાગેરે, દસમે દેસાવગાસિક માગે. । ભવિ. ।। ૬ ।। પોષધ અગીયારમે ઠાવેરે. બારમે શુભ ભાવના ભાવેરે અતિથી સંવિ ભાગ કરી ખાવે, । ભવિ. ।। ૭ ।। શુદ્ધ ભાવે જે વ્રત બાર પાળેરે, તે કર્મ સમુહ પ્રજાળેરે આત્મલક્ષ્મી સંપદા નિભાળે, । ભવિ, ।।૮।। ગુરૂ હંસવિજય મહારાયરે, પામીને તાસ પસાયરે, કહે કર્પૂર સુણો સુખદાય. । ભવિ. ।। ૯ ।।

## ।। ૭૯ ।। શીલવ્રતની ગહુંલી.

સનેહી વીરજી જયકારીરે—એ દેશી.

---

સુણો સખી શીલ મહિમા ભાવેરે, ગુણવંતા ગુરૂજી સુણાવે. ।। એ આંકણી. ।। સોલ સતીઓ વિશ્વમાં ગવાણીરે,

ચૌદિશીમાં કીર્તિ ફેલાણીરે, એતો શીલ પ્રભાવે પંકાણી. ા સુણો. ાા ૧ ાા અભયારાણી થકી ન ચળીયારે, સુદર્શન શેઠ મહા બળીયારે, તેથી મનનાં મનોરથ ફળીયા, ાસુણો.ા ાા ૨ ાા સર્વથા ન થવાય બ્રહ્મચારીરે, તો પતિવ્રતા વ્રત ધારીરે, થઇએ વિષયાંધ બુદ્ધિ નિવારી. ા સુણો. ાા ૩ ાા કરીએ નહિં હાંસી પરનર સાથેરે, તાળી દઇએ નહિ નિજ હાથેરે, ચાલીએ નહિં કદી ખુલ્લા માંથે. ા સુણો. ાા ૪ ાા વિકારવાલી દ્રષ્ટિ નવિ કરીએરે; ચોરે ચૌટે એકલાં નવિ ફરીએરે. સદ્‌ગુરૂની શીખડી હૈડે ધરીએ. ા સુણો ાા ૫ ાા વડિલને પીતા તુલ્ય જાણીરે, સહોદર સમ સરખાને માનીરે, નાનાને પુત્રસમ લ્યો પિછાણી. ા સુણો. ાા નિચી નજરે ચપળતા રહિતરે, ચાલીએ મર્યાદા સહિતરે, જેથી કહિએ ન થાવે કુહિત. ા સુણો. ાા ૭ ાા તુચ્છ સુખ કાજ શીલ ગુમાવેરે, તે અમુલ્ય ભવ હારી જાવેરે, કલંકિત કુલ ઉભય બનાવે. ા સુણો. ાા ૮ ાા સંકટમાં પણ સુશીલ નારીરે, સાચવે શીલ હિંમત ધારીરે, સીતા અંજના સમ સુખકારી. ાસુણો. ાા ૯ ાા આતમલક્ષ્મી સંપદ્ પાવેરે, ધર્મે હંસસમ ગતિ ચાવેરે, પાળે જે કપૂરસમ ઉજ્વલ ભાવે. ા સુણો. ાા ૧૦ ાા

## ાા ૮૦ ાા સતાવીસ ગુણ ગર્ભિત સદગુરૂની ગહુંલી.

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો—એ દેશી.

વ્હાલા ગુરૂરાજને સખી વંદો, વંદીને પાપ નિકંદો વ્હાલા૦ ાા આંકણી. ાા

ગુરૂ પંચ મહાવ્રત ધારી, પંચ ઇંદ્રિય નિગ્રહકારી. ષટકાય રક્ષક અણુગારી. । વ્હાલા. ॥ ૧ ॥ રાત્રિ ભોજનને પરિહરતા, લોભનો પણ નિગ્રહ કરતા, ધર્મ મૂર્તિ ક્ષમા ગુણ ધરતા. । વ્હાલા. ॥ ૨ ॥ કરતાતે ભાવ વિશુદ્ધિ, પડિ લેહણ શુદ્ધિમાં બુદ્ધિ, સંજમ યોગમાં મન રૂંધી, ॥ વ્હાલા. ॥ ૩ ॥ કુંડા કામથી મન વચકાયા, રોકે જ્ઞાની મુનિમહારાયા, સાગરવરગંભીરપાયા; । વ્હાલા, ॥ ॥ ૪ ॥ શીત આદિ પરિસહ પાવે, મરણાંત ઉપસર્ગ આવે, સહવા તત્પર મુનિ થાવે, । વ્હાલા, ॥ ૫ ॥ સતાવીસ ગુણ વિશાલ, પ્રશ્નોત્તર પુષ્પમાલ, ગ્રંથમાં હંસ ગુરૂ કેહે હાલ. । વ્હાલા. ॥ ૬ ॥ કરૂણાકર જગ ઉપકારી, આત્મ લક્ષ્મી સંપદના ભંડારી, ધર્મ દોલતના દાતારી. । । વ્હાલા. ॥ ૭ ॥ પ્રૌઢ પ્રતાપી છે ગુરૂરાયા, શ્રી હંસવિજય સુખદાયા, તસકપૂરે મુનિ ગુણ ગાયા, । વ્હાલા. ॥૮॥

## ॥ ૮૧ ॥ ચા વ્યસન નિષેધ ગાયન.

ચેતેતો ચેતાવું તનેરે પામર પ્રાણી—એ રાગ.

---

ચાનું આના રસીલાનું રે, વર્ણન કરૂં,—ચાનું. ॥ આંકણી. ॥ ચાથી ન રહ્યા કોઈ કોરા. હિંદુ મુસલમાન વોરા. જૈન પારસી પ્રીસ્તી ગોરારે. । વર્ણન. ॥ ૧ ॥ કહું કોની જાત ન્યારી, મોહી રહી આલમ સારી, ચાની ઉપર હદ પ્યારીરે.

॥ વર્ણન, ॥ ૨ ॥ ભલે ન મળે તો ખાણું, પણ ચાનું તરભાણું, જોઈએ વાચા પહેલાં વાણું રે. । વર્ણન. ॥ ૩ ॥ દેવ ગુરૂ દર્શન મેલી, ઉઠીને ચા પીએ વહેલી, ભ્રષ્ટ લોક સાથ ભેલીરે. । વર્ણન. ॥ ૪ ॥ દિન રાતનું ન ભાન, ભક્ષા ભક્ષનું ન જ્ઞાન, બને આમાં ગુલતાનરે, । વર્ણન. ॥૫॥ નિચ વર્ણ સાથે બેસી, પીએ ચા હોટલમાં પેસી, ગમે નહિ વસ્તુ દેશીરે, । વર્ણન. ॥ ૬ ॥ કોઈ સગો સ્નેહી આવે. પરાણે ચા પીવરાવે, પાઈને આંતરડાં તાવેરે. । । વર્ણન. ॥ ૭ ॥ થાય કલેજામાં દાહ, પીતાં કરે વખાણ વાહ, કેવી સુંદર બની ચાહરે, । વર્ણન. ॥ ૮ ॥ પૈસાની હોય ભલે તંગી, પણ પાઠીં ચાની ચંગી. કરે ચા ના બની રંગીરે, । વર્ણન. ॥ ૯ ॥ ચીનાઈ રકેબી કોપ, ઈંડા તણો ચઢે ઓપ, તેમાં પીધે આચાર લોપરે. । વર્ણન. ॥ ૧૦ ॥ ધોળે દહાડે લુટે શક્તિ, તન ધનની કમબક્તિ, કરવાથી ચાની ભક્તિરે. । વર્ણન ॥ ૧૧ ॥ ચાના કોપ બએ ચાર. કોઈ પીએ દશ બાર, વાત ગઈ હદ બારરે. ॥ વર્ણન ॥૧૨॥ રાત્રે ચા લગ્નમાં પાવે, ભલે ધર્મનો બાધ આવે, પીનારને શરમ નાવેરે. । વર્ણન૦ ॥ ૧૩ ॥ હોટલો થઈ ગામો ગામ, બોર્ડો લાગ્યાં ઠામો ઠામ; ચાલ્યું જબરૂ ચાનુ કામરે. વર્ણન૦ ॥ ૧૪ ॥ ભુખને ઘટાડનારી, બલતેજ ક્ષયકારી; કબજીથી ફેલાવે મારીરે. । વર્ણન૦ ॥૧૫॥ થયા જે સંસાર

ત્યાગી, તે પણ ચાના પૂરા રાગી; ચાની લાય સહુને લાગીરે. ા વર્ણન૦ ા૧૬ા ચા પીવા મનાઈ કરે, તેજ પહેલા પીતા ફરે; દેખ્યા એવા મેં તો ખરેરે. ા વર્ણન૦ ા ૧૭ ા નામનો સુધારો તજી, સાચા સુધારાને સમજી; કરશો તો સુધરશો હજીરે. ા વર્ણન૦ ા ૧૮ ા કાયા માયા ધુળધાણી, કરો નહિં ફેસનથી પ્રાણી; એ છે સદ્‌ગુરૂ વાણીરે. ા વર્ણન૦ ા ૧૯ ા થતાં ધર્મમાંહે શૂર, પ્રગટે નિજ હંસનૂર; પામે સંપદ્ કહે કર્પૂરરે. ા વર્ણન૦ ા ૨૦ ા

## ા ૮૨ ા ગુરૂ સ્તુતી.

હંસવિજય ગુરૂ તારોરે, ગુરૂજી મારા હંસવિજય ગુરૂ તારો. એ આંકણી.

સંસાર વૈભવ ત્યાગી, થયા સંયમના રાગી. વૈરાગ્યે લય લાગી લાગીરે, ગુરૂજી મારા. ા૧ા પંચ મહાવ્રત ધારી, પંચ પ્રમાદ ટારી, ષટ જીવ રક્ષણકારી કારીરે, ગુરૂજી મારા. ા ા ૨ ા શુદ્ધ ચારિત્ર પાળી, કર્મ કઠીન ગાળી, વિશ્વમાં ભાગ્યશાળી શાળીરે, ગુરૂજી મારા. ા૩ા વિચરી દેશ વિદેશ, દેઇ ધર્મોપદેશ, ટાળ્યો કુસંપ કલેશ કલેશરે, ગુરૂજી મારા. ા ૪ ા તુમ સાથે મન લાગ્યું, પૂરવનું પૂન્ય અશુભ કર્મ ભાગ્યું ભાગ્યુંરે ગુરૂજી મારા. ા ૫ ા કુબુદ્ધિ મારી ટાળી, સદ્‌બુદ્ધિ આપી સારી, કુપંથ થકી નિકાળી

નિકાળીરે, ગુરૂજી મારા. ॥ ૬ ॥ શાંત મૂર્તિ તુમારી, દેખી ચિત્તવૃતિ મારી, થઈ ગઇ શાંતિકારી કારીરે, ગુરૂજી મારા. ॥ ૭ ॥ દુખી છું આ સંસારે, સુખી નથી લગારે. આવો તુમે મુજ વારે વારેરે ગુરૂજી મારા. ॥ ૮ ॥ વીરે સુલસાને તારી, તીર્થંકર પદવી ભારી, ઉતારી ભવ પારી પારીરે, ગુરૂજી મારા. ॥ ૯ ॥ નેક નજર કરજો, વિનંતી દિલમાં ધરજો, વીરજી અનુસરજો સરજોરે, ગુરૂજી મારા. ॥ ૧૦ ॥ ધર્મમણિ સંપત પામીઃ કર્પૂરસમ સુવાસ જામી, નમું હું શીરનામી નામીરે, ગુરૂજી મારા. ॥ ૧૧ ॥

## ॥ ૮૩ ॥ ગુરૂ સ્તુતિ.

તીરથની આશાતના નવી કરીયે—એ દેશી.

પાછા વળી ક્યારે આવશે ગુરૂ મ્હારા, હાંરે ગુરૂ મ્હારારે ગુરૂ મ્હારા, હાંરે ભવજલથી તારણહારા, હાંરે દેખુ ક્યારે દેદાર. ॥ પાછા વળી. ॥ આંકણી. ॥ હાંરે જેણે અંતર પડલ ઉઘાડયાં, હાંરે અજ્ઞાન તિમીરને ટાળ્યાં, હાંરે વૈરાગ્યે મનડાંને વાળ્યાં, હાંરે કહો કેમ વિસરાય, । પાછા વળી. ॥ ૧ ॥ હાંરે સંસાર સ્વરૂપ બતાવી, હાંરે કાંઈ કરૂણા નજર દિલ લાવી, હાંરે દીધી મુક્તિ પુરિની ચાવી, હાંરે જાતાં દીલડું દુભાય । પાછા વળી. ॥ ॥ ૨ ॥ હાંરે ગુરૂ ગુણ રયણના દરીયા, હાંરે કરૂણા સુધારસ ભરીયા, હાંરે શિષ્ય સમુદાયથી પરિવરીયા, હાંરે

વિચરંતા સદાય. । પાછા વળી. ॥૩॥ હાંરે ગુરૂ ભક્તિથી હૃદય ઉછળતું, હાંરે સંસારના તાપે પ્રજળતું; હાંરે લેવા સંયમ દિલ ટળવળતું, હાંરે પુણ્યોદયથી લેવાય. । પાછા. વળી. ॥ ॥ ૪ ॥ હાંરે મારૂં ત્હારૂં હમારૂં કયારે જાશે, હાંરે કયારે વૈરાગ્યે મન રંગાશે. હાંરે શાંતિ સમતા તે કયારે પમાશે, હાંરે એતો ગુરૂથી પમાય. । પાછા. ॥ ૫ ॥ હાંરે ગુરૂ હંસ વિજયજી મહારા, હાંરે પાંચ મહાવ્રત પાલણહારા; હાંરે સમતા રસ મૂર્તિ ઉદારા, હાંરે વાણી મુરલી શીવાય, । પાછા. ॥ ૬ ॥ હાંરે માતા માણેક દેવીના જાયા, હાંરે જગજીવન કુલ દીપાયા, હાંરે કર્પૂર સમ સુવાસના દાયા, હાંરે દેખી મણિહરખાય. । પાછા. ॥ ૭ ॥

## ॥ ૮૪ ॥ ગુરૂ સ્તુતિ.

ઓધવજી સંદેશો કહેજો મારા શ્યામને—એ દેશી.

---

સ્વર્ગીય સુંદર સુખકર સમય વહી ગયો, જ્યારે સુણતાં અમૃતસમ ગુરૂ વેણજો; આત્માને આનંદ અનુપમ આવતો, હંસપરે રમે માનસસરમાં કેહેણજો. । સ્વર્ગીય. ॥ ૧ ॥ જ્ઞાન તણી રસ છોલ ઉછલતી એ ગુરૂ, અંતર આત્માને કરે ઉજવલ વાનજો; ઓજસૂ અવનવું પ્રતિભાશાલી પુરતા, જીવનમાં નવ જીવનનું દઇ દાનજો. । સ્વર્ગીય. ॥ ૨ ॥ હંસ ચરણમાં હંસ પરે અમે બેસતાં, તત્વજ્ઞાન મુકતા

ચારો અનુમૂલજો; શ્રદ્ધા ભક્તિ વિનયવડે ચરતાં હતાં, થાવે એના પલ્લે વિશ્વ વસૂલજો. । સ્વર્ગીય. ॥ ૩ ॥ ગુઢ ગુંચવણી શાસ્ત્ર તણી પૂછતાં હતાં, ચર્ચા ચર્ચી મેળવતા રસ પૂરજો; સર્વ ખુલાસા કોણ હવે સમજાવસે, શુદ્ધ ક્રિયા બતલાવણહારા દૂરજો. । સ્વર્ગીય. ॥૪॥ મન મરકટને મારી મોહ નિવારતા, તેર કાઠીયા કરતા ગુરૂજી દૂરજો; શાંતિ સરલતા શમતા હૃદયમાં ધારતા, ચાર કષાયને કરતા ગુરૂ ચકચૂરજો. । સ્વર્ગીય. ॥ ૫ ॥ લીધી સુરતરૂ કેરી શીતળ છાંયડી, વિમલ વડી વૈરાગ્ય લતા લેહેકાયજો; સત્ય તત્વરૂપ ઇચ્છિત ફલ મલતાં હતાં, તે હવે સાહેબ મુજથી કેમ વિસરાયજો. । સ્વર્ગીય. ॥ ૬ ॥ તમ હૃદય બહુ રાગદ્વેષથી ઊછલે, તપી રહિ જ્યાં ત્રીવિધ તાપની જાલજો; એ મુજ પામર કેરી પીડા ઊપસમે, જો કરી આવો અમદાવાદ કૃપાલજો. । સ્વર્ગીય. ॥ ૭ ॥ જીવાજીવ સ્વરૂપ સંપત સમજાવતા, હેયજ્ઞેય ઉપાદેયનો વિસ્તારજો; ઉતરાધ્યયન સમજાવ્યું શુદ્ધ નયે કરી, બતાવ્યો મારગ નિશ્ચય ને વ્યવહારજો. । સ્વર્ગીય. ॥ ૮ ॥ વચનામૃતથી ક્લેશ કુસંપ નિવારતા, તત્વાતત્વનું શુદ્ધ બતાવી સ્વરૂપજો; રણના રોઝ માફક અમે તો ભમતાં હતાં, પુણ્યથી મલીયા ગુરૂ કેમ રહિયે ચુપજો. । સ્વર્ગીય. ॥ ૯ ॥ પથરને નવ પલ્લવ કરતા નાથજી, આતમ લક્ષ્મી સંપદાના દાતારજો; કર્પૂરસમ ઉજ્વલ કરજો ગુરૂજી મને, કરજોડી કરે અર્જ ઘણી વારંવારજો. । સ્વર્ગીય. ॥૧૦॥

## ॥ ૮૫ ॥ ગુરૂ સ્તુતિ.

ક્યાંથી આ સંભળાય મધુર સ્વર—એ દેશી.

વસમી સાલે વિદાય, ગુરૂજીની વસમી સાલે વિદાય; મુખથી કહી નવિ જાય, હંસ તુમ વસમી સાલે વિદાય. ટેક.
પંચ મહાવ્રત ધારક ગુરૂજી, પંચ પ્રમાદ હટાય; પંચમ ગતિ દાયક સદ્ગુરૂજી, પાલક ષટ જીવકાય. । ગુરૂજી. ॥૧॥
તુમ જાતાં મુજ કોણ શરણ હવે, વચનામૃત કોણ પાય; જૈન ધર્મના મર્મ અમોલા, કેમ હવે સમજાય. । ગુરૂ. ॥૨॥
નિરમલ મન રૂપ માન સરોવર, ભક્તિ જળે છલકાય; રાજહંસ સમ હંસવિજયજી, મુકીને કેમ જાય. ।ગુરૂ.॥૩॥
વિનય વિવેક સુભક્તિમુક્તા, ફુલના થાલ ભરાય; પ્રેમ ભર્યા હૃદયે તુમ ચરણે, ધરવા મન ઉલસાય. । ગુરૂ. ॥ ૪ ॥
આતમ લક્ષ્મી દાયક સંતત, વંદતાં વંછિત થાય; કર્પૂર-વિજયના કોમલ વચનો, સાંભળી દીલ હરખાય । ગુરૂ. ॥૫॥
વીર પ્રભુના શાસન રક્ષક, હંસ ગુરૂ કહેવાય; ગુણીયલ જ્ઞાન પ્રતિમા સરીખા, દેખી આનંદ થાય. । ગુરૂ. ॥ ૬ ॥
શુષ્ક જીવિતને સિંચન કરીને, નવ પલ્લવ ગુરૂરાય; કરતા સન્માર્ગે ઉલ્લાસી, શું ? બદલો દેવાય. । ગુરૂ. ॥ ૭ ॥
શાંત મૂર્તિ વૈરાગ્યે ભીની, જ્ઞાન ગુણે છલકાય; નિષ્કારણ પિતૃ સમ કયારે, હંસવિજય વંદાય. ।ગુરૂ.॥ ૮ ॥ ભકિત સહિત મુજ શીર નમાવું, તુમ ચરણે સુખદાય; પામરમણિ કરજોડી ગુરૂનો, ગુણ ગાઈ મલકાય. । ગુરૂ. ॥ ૯ ॥

## ॥ ૮૬ ॥ ગુરૂ સ્તુતિ.

માલણુ ગુંથી લાવ ગુણુમલ ગજરો—એ દેશી.

---

શરણુ ગુરૂરાજનું સખી સાચું, હું તો ભવોભવ એટલું યાચું.
આંકણી.

નિર્લેપ કમલ જળ જેવા, ગુરૂની મલે શિતલ સેવા; જેથી પામીએ મોક્ષના મેવા. । શરણુ. ॥ ૧ ॥ બાહ્ય અભ્યંતર ગુણુ ભરીયા, એતો સમતા તણા સખી દરીયા; સંસાર સમુદ્રને તરીયા । શરણુ. ॥ ૨ ॥ નેત્ર યુગલ સુધારસ ધરતું તપ તેજ મસ્તક અનુસરતું; જ્ઞાન અમૃત મુખડેથી ઝરતું. । શરણુ. ॥ ૩ ॥ વિશ્વ કલ્યાણુ કાજ વિચરતા, વૈરાગ્ય વાસિત જન કરતા; તારી ભવ્ય જીવ આપ તરતા. । શરણુ. ॥ ૪ ॥ હુંતો પામી ગુરૂ પુન્યશાળી, કુડાં કર્મ હિયે ગુરૂ ગાલી; લાંગે જેથી જ્ઞાનાનંદ તાળી. । શરણુ. ॥ ૫ ॥ કયારે પુન્ય ઉદય મારો થાશે, જ્ઞાન સરોવર હંસ વંદાસે; અજ્ઞાન તિમિર કયારે જાસે. । શરણુ. ॥ ૬ ॥ કયારે પાંત્રીશ સંપત સેવા, જસ પરિમલ કર્પૂર જેવા; ગુણુ માણી ગુરૂ પાસથી લેવા. । શરણુ. ॥ ૭ ॥

સમાપ્ત.

શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી અમદાવાદ.

લુણસાવાડા, મોટી પોળ.

| | | |
|---|---|---|
| ૧ | પ્રશ્નોત્તર પુષ્પમાળા | ૦—૧૪—૦ |
| ૨ | હંસવિનોદ શાસ્ત્રી, | ૦—૧૦—૦ |
| | ,, ગુજરાતી | ૦—૧૨—૦ |
| ૩ | નવતત્વ સંક્ષિપ્ત સાર | ૦—૨—૦ |
| ૪ | ગહુંલી સંગ્રહ શાસ્ત્રી, | ૦—૩—૦ |
| | ,, ,, ગુજરાતી. | ૦—૩—૦ |
| ૫ | હીરં પ્રશ્નાવલી | ૦—૪—૦ |
| ૬ | સ્નાત્ર પૂજા હીંદી | ૦—૦—૬ |
| ૭ | તત્વામૃત મૂલ સહિત ભાષાંતર | ૦—૮—૦ |
| ૮ | ગીરનાર મંડન નેમિનાથની ૧૦૮ પ્રકારી પૂજા ગુજરાતી | ૦—૪—૦ |
| ૯ | પૂજા સંગ્રહ હીંદી પૂજા ૨૦ | ૧—૦—૦ |
| ૧૦ | નર્મદા સુંદરી કથા | સંસ્કૃતના અભ્યાસી સાધુ સાધ્વીને ભેટ. |
| ૧૧ | શીલવતી કથા | સંસ્કૃતના અભ્યાસી સાધુ સાધ્વીને ભેટ. |
| ૧૨ | તિથિ તપ માણિક્યમાળા | ,, |
| ૧૩ | પ્રાણીપોકાર હીંદી | ભેટ |
| | ,, ગુજરાતી | ,, |
| ૧૪ | ધર્મવિધિ પ્રા. સં. | છપાય છે. |
| ૧૫ | પ્રશ્નોત્તર સમુચ્ચય સબીજક | છપાશે |
| ૧૬ | દેશાટન | ૦—૪—૦ |

ટપાલ ખર્ચ જુદું. સેક્રેટરી.

જેશંગભાઈ છોટાલાલ સુતરીયા.